ॐ

# શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં નિરૂપિત કર્મબંધનમાંથી મુક્તિ અને કર્મબંધનના અભાવની યુક્તિ


**વસન્તકુમાર મ. ભટ્ટ**
અધ્યક્ષ, સંસ્કૃત વિભાગ,
ગુજરાત વિશ્વવિદ્યાલય
અમદાવાદ-૩૮૦ ૦૦૯.



**મે – ૨૦૦૪**

ૐ

# શ્રીમદ્ભગવદ્ગીતામાં નિરૂપિત કર્મબંધનમાંથી મુક્તિ અને કર્મબંધનના અભાવની યુક્તિ


**વસન્તકુમાર મ. ભટ્ટ**
અધ્યક્ષ, સંસ્કૃત વિભાગ,
ગુજરાત વિશ્વવિદ્યાલય
અમદાવાદ–૩૮૦ ૦૦૯.



**મે–૨૦૦૪**

Title : Śrimad–Bhagavad–Gitā–mām Nirūpita Karma–bandhana–māṁthī mukti ane karmabandhananā abhāvanī yukti.

Author : **Vasantkumar M. Bhatt**
Professor & Head,
Department of Sanskrit
Gujarat University,
Ahmedabad–380 009.



**આવૃત્તિ** : પ્રથમ, મે–૨૦૦૪

**કિંમત** : ૩૫–૦૦

**નકલ** : ૫૦૦ (પાંચસો)

**પ્રકાશક** : **વસન્તકુમાર મ. ભટ્ટ**
A–૨, સુરભિ એપાર્ટમેન્ટ,
સુભાષ સોસાયટી, વિજય ચાર રસ્તા (પૂર્વ),
અમદાવાદ–૩૮૦ ૦૦૯.

**મુદ્રક** : **શ્રી દિલીપ આઈ. પટેલ**
*કુમિલ ગ્રાફિક્સ*
૮૫૬, ચોથો વાસ,
અમદાવાદ–૩૮૦ ૦૧૩.

# નિવેદન

ભારતીય સંસ્કૃતિમાં ઉછરેલો કોઈપણ વ્યક્તિ ગીતાને ફરી ફરીને સાંભળવા અને સમજવા, યુવાવસ્થાથી માંડી વૃદ્ધાવસ્થા સુધી એકસરખો ઉત્સુક હોય છે. ગીતાના અમુક અધ્યાયો કંઠસ્થ કરીને રોજે રોજ તેનો પાઠ કરવાની સુટેવ પણ ઘરે ઘરે જોવા મળે છે. ટૂંકમાં, હિન્દુ ધર્માવલંબી પ્રત્યેક વ્યક્તિ શ્રીમદ્ભગવદ્ગીતા પ્રત્યે શ્રદ્ધાવનત છે એમાં બેમત નથી. વેદો, ઉપનિષદો કે શાંકરવેદાન્ત જેવા અઘરા ગ્રન્થો વાંચવા–સમજવાનો જીવનમાં અવસર મળે કે ના મળે, પણ સૌ કોઈ ગીતા વાંચવા–સમજવા કોશિશ તો કરતા જ હોય. પ્રસ્તુત નિબન્ધ પણ એવી જ કોઈક ક્ષણનું પરિણામ છે.

આ ભગવદ્ગીતાનો અભ્યાસ કરવાનો ધન્ય અવસર ઇ.સ. ૧૯૭૧માં શ્રી હ. કા. આર્ટ્સ કોલેજ, અમદવાદમાં મને પૂજ્ય પ્રો. શ્રી પી. સી. દવે સાહેબના ચરણોમાં પ્રાપ્ત થયો હતો. શ્રી દવે સાહેબના એ શબ્દો હજુ યાદ છે કે – ગીતા એ મરણોત્તર ક્રિયા વખતે વાંચવાનો ગ્રન્થ નથી. એ તો જીવનનો આરંભ કરતી વખતે યુવાવસ્થામાં જ વાંચવો, સમજવો જોઈએ. પ્રસ્તુત નિબન્ધમાં, સમગ્ર ગીતામાં કહેવાયેલી અનેક વાતો પરસ્પરમાં ક્યાં કેવી રીતે સંકળાયેલી છે એનો અભ્યાસ કરીને, તેમાંથી 'કઈ વાત આનુષંગિક રીતે કહેવાઈ છે ?' અને 'કઈ વાત પ્રધાનપણે કહેવા ધારી છે ?' તેનો વિચાર કરીને; શીર્ષકમાં બતાવ્યું છે તેમ બે મુખ્ય મુદ્દાઓને ઉપસાવવા એક નમ્ર પ્રયાસ કર્યો છે. ગીતાના કર્મસિદ્ધાન્તમાં સંકળાયેલા આ બે મુદ્દાઓ કાંઈ નવા નથી શોધી કાઢ્યા. પણ એ મુદ્દાઓના વિશ્લેષણ અને નિરૂપણનો જે ક્રમ મનમાં ઈશ્વરકૃપાથી સ્ફુર્યો, તે કદાચ અન્ય જિજ્ઞાસુ વાચકોને થોડોક સહાયક થશે એવી આશાથી એને શબ્દોમાં અંકિત કરી લીધો છે.

આ નિબન્ધના સર્જનમાં પ્રત્યક્ષ રીતે મારી પૂજ્ય માતા અને પરોક્ષ રીતે પૂજ્ય પ્રોફે. પી. સી. દવે સાહેબ જ કારણભૂત છે; તેમને કોટિશઃ વંદન !

આના પ્રકાશનમાં ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગરે આર્થિક સહાય પૂરી પાડી છે; અને તેમાં નિમિત્ત બન્યા છે મહામાત્ર શ્રી વરદરાજ પંડિત; અને પરામર્શક તરીકે પ્રોફે. ડૉ. ડી. જી. વેદિયાસાહેબે ઉત્સાહવર્ધન કર્યું છે. 'અચ્યુત વિષ્ણુ'નું ચિત્ર પ્રિય ભાઈ અખંડ વ્યાસે તૈયાર કરી આપેલ છે. તથા આ લખાણમાં ક્યાંક જરૂરી પરિમાર્જન મારી દીકરી ચિ. કૃષ્ણાએ કરી આપ્યું છે. તે સૌનો હૃદયથી આભાર માનું છું.

વિશ્વદિન
૧ મે, ૨૦૦૪

– વસન્તકુમાર મનુભાઈ ભટ્ટ

# અનુક્રમ



★ ★ ★



# શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં નિરૂપિત કર્મબંધનમાંથી મુક્તિ અને કર્મબંધનના અભાવની યુક્તિ

**વસન્તકુમાર મ. ભટ્ટ**

અધ્યક્ષ, સંસ્કૃત વિભાગ, ગુજરાત વિશ્વવિદ્યાલય, અમદાવાદ.

**ભૂમિકા :** મનુષ્યને જ્યારે સૃષ્ટિમાં વૈચિત્ર્ય અને વૈયક્તિક રીતે વિભિન્નતાઓ જોવા મળે છે, ત્યારે તેને આશ્ચર્ય તો થાય છે જ, પણ તેનું કારણ જાણવાની ઇચ્છા પણ થાય છે. મનુષ્ય તરીકે બધાં મનુષ્યો એક સરખા છે, પણ તેમનાં સુખ–દુઃખ જુદાં જુદાં છે અને તે વત્તા–ઓછા પ્રમાણમાં પણ છે. એક માણસ સાધુ સજ્જન છે, બીજો દુર્જન છે. એક શાન્ત છે બીજો ક્રોધી છે. આવું વૈવિધ્ય કેવી રીતે હોઈ શકે ? અરે ! મનુષ્યો જ એકલાં શા માટે? એક પક્ષીને વનઉપવનમાં મુક્ત ગગનવિહાર કરવા મળે છે, તો બીજું પક્ષી પાંજરે પૂરાયું છે – આવું કેમ ? આનો ખુલાસો આપવા માટે પ્રાચીનકાળથી અનેક વાદ–વિવાદો વિસ્તર્યા છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્ માં આવા અનેક વાદોનો ઉલ્લેખ થયેલો છે :

कालः स्वभावो नियतिर्यदृच्छा
　　　भूतानि योनिः पुरुष इति चिन्त्या ।
संयोग एषां न त्वात्मभावाद्
　　　आत्माप्यनीशः सुखदुःखहेतोः ॥ (१–२)

આ મુજબ જગત્‌માં જે કાંઈ પદાર્થો છે અને જે કોઈ ઘટનાઓ થઈ રહી છે અને વ્યક્તિઓને મળતાં સુખ–દુઃખ એ બધાનું એકમાત્ર કારણ 'કાલ' છે. અથવા જગત્‌માં જે કાંઈ બની રહ્યું છે તેનો એકમાત્ર આધાર વસ્તુનો પોતાનો 'સ્વભાવ' છે.[1] વસ્તુ કે વ્યક્તિ પોતાના સ્વભાવનું ઉલ્લંઘન કરી શકતો જ નથી. નિયતિવાદ મુજબ જગત્‌ની કોઈ પણ ઘટના પૂર્વનિર્ધારિત જ છે. કોઈ માણસ સુખી થશે કે દુઃખી ? અથવા સાધુ થશે કે ખૂની થશે એ બધું પૂર્વનિર્ણીત છે. નિયતિને કોઈ બદલી શકતું નથી. પણ આવા વાદોમાં નૈતિકતાનો ઉચ્છેદ ઉડી જાય છે. તથા જીવાત્માને માટે દુઃખમાંથી મુક્તિ મેળવવાનો કોઈ આરો પણ રહેતો નથી. આથી સૃષ્ટિના વૈચિત્ર્યનું કારણ બહાર શોધવાને બદલે, જીવાત્માના પોતાના જ આંતર જીવનમાં જો શોધવામાં આવે તો નૈતિક જીવનને પણ સ્થાન મળે છે અને દુઃખમાંથી મુક્તિ મેળવવાનો ઉપાય પણ તેને પોતાને અધીન રહે છે. ગઈકાલે કરેલાં કર્મોનું જ ફળ હું આજે ભોગવી રહ્યો છું; અને આજે જે કર્મો કરીશ તેનાથી જ મારી આવતીકાલ (કે આવતો જન્મ) ઘડાશે એવી માન્યતા દૃઢ થાય તો જ મનુષ્યલોકમાં નૈતિકતાને સ્થાન રહે. 'ભારતીય તત્ત્વજ્ઞાનની રૂપરેખા' ગ્રન્થમાં પ્રોફેસર હિરિયણ્ણાએ જણાવ્યું છે કે ભૌતિક જગત્‌માં જેમ કાર્યકારણભાવનો સંબંધ હોય તો

---

૧. સ્વભાવવાદ, કાલવાદ વગેરે વિશે વિગતે ચર્ચા પૃ. ૪૧ થી ૪૪ ઉપર જોવા મળશે; ત્યાં જોવા અનુરોધ છે.

જ કોઈપણ ઘટના બની શકે છે, તેમ જીવોના બધાં જ સુખ–દુઃખનાં મૂળિયાં એના વ્યક્તિત્વમાં જ શોધવાના હોય છે. જીવમાત્ર એણે કરેલાં કર્મોનું જ ફળ ભોગવી રહ્યો હોય છે. મનુષ્યને મળેલાં સુખ કે દુઃખને માટે તે પોતે જ જવાબદાર હોય છે; ઈશ્વર કે એનો કોઈ પડોશી નહીં ! આમ 'કર્મ–સિદ્ધાન્ત'માં આસ્થા રાખવાથી આપણે ઈશ્વર પ્રત્યે કે પડોશી કે સામ્પ્રત સમાજ પ્રત્યે દ્વેષ કે ફરિયાદ કરવાની રહેતી નથી.[૨]

* * * * *

---

૨. The law which governs the kind of birth which such a jiva gets every time it dies, is known as the law of karma. It signifies that nothing can happen without a sufficient cause in the moral as in the physical world–that each life with all its pains and pleasures is the necessary result of the actions of past lives and becomes in its turn the cause, through its own activities, of future births. It traces all suffering eventually to ourselves and thus removes bitterness against God or our neighbour. What we have been makes us what we are.

See : ***Outlines of Indian philosophy,*** by M. Hiriyanna, Pub. George Allen and Unwin Ltd; London, Second Edition, 1951, (p. 79).

વૈદિક સાહિત્યમાં એક 'ઋત' શબ્દનો પ્રયોગ છે, જે સૃષ્ટિના શાશ્વત નિયમનો વાચક શબ્દ છે. વરુણદેવ આ ઋતના પાલક, સંરક્ષક દેવ છે. જે કોઈ વ્યક્તિ ઋતનો ભંગ કરે, તેને વરુણ સજા કરે છે; વસિષ્ઠ જેવા મહાન ઋષિ પણ વરુણથી ડરે છે અને એની માફી માંગે છે – એવા મન્ત્રો ઋગ્વેદના ૭મા મંડળમાં જોવા મળે છે. પણ આ વિચારો બહુ જૂજ છે. વેદના મન્ત્રસંહિતા ભાગમાં કે ઉપનિષદોમાં પણ પ્રકટ કે અપ્રકટ રૂપે કર્મસિદ્ધાન્ત જોવા મળતો નથી. આ કર્મસિદ્ધાન્ત મહાભારત–કાળમાં વિકસેલો જણાય છે. અહીં, જોકે એ પણ હકીકત છે કે ઉપનિષદો અને મહાભારતની વચ્ચેના ગાળામાં જે સાંખ્યદર્શન વિકસ્યું હતું, તેણે પ્રકૃતિ અને પુરુષની અવધારણા આગળ ધરી હતી. આમાં પ્રકૃતિને સત્ત્વ, રજસ્ અને તમોગુણથી બનેલી માની હતી. આ ત્રણ ગુણોની સામ્યાવસ્થા તે પ્રલય (અથવા સૃષ્ટિના આરંભ પૂર્વેની) દશા હોય છે; અને વૈષમ્યાવસ્થામાં સૃષ્ટિ જન્મે છે, તથા જીવ–જીવ વચ્ચે વૈચિત્ર્ય અને વૈવિધ્ય ઊભું થાય છે. મહાભારતકારે આ સાંખ્યદર્શનના ઘણા વિચારો સ્વીકાર્યા છે. વળી, તેમાં આવશ્યક પરિવર્તન કરીને, ઉપનિષદોમાં વર્ણવાયેલા એક, નિત્ય, કૂટસ્થ સર્વત્ર વ્યાપ્ત એવા બ્રહ્મ–આત્મ–તત્ત્વ વિશેના

વિચારોને પ્રાધાન્ય આપીને એક સર્વસમ્મત બને એવા 'કર્મસિદ્ધાન્ત'ને આપણી સમક્ષ પ્રસ્તુત કર્યો છે.[૩]

૧

શ્રીમદ્ ભાગવતપુરાણના દશમ સ્કન્ધમાં 'ઇન્દ્રમખભંગ'નું વર્ણન આવે છે. ત્યાં ઇન્દ્રનું યજન–પૂજન બંધ કરાવતાં શ્રીકૃષ્ણે નન્દરાજાને કહ્યું છે કે જગત્‌ના જંતુઓને તેમનાં કર્મોથી જ સુખ–દુઃખ મળે છે. પોતપોતાનાં કર્મો અનુસાર જીવન જીવી રહેલા જીવોને, પેલો ઇન્દ્ર શું સુખ

૩. પ્રસંગવશાત્ અહીં એ વાત પણ કરવી જોઈએ કે વેદની મંત્રસંહિતાઓમાંથી ઊભા થયેલા પૂર્વમીમાંસા દર્શને યજ્ઞ યાગાદિના કર્મકાણ્ડને પુરસ્કાર્યો હતો. આ દર્શને ચાર પ્રકારનાં કર્મો ગણાવ્યાં હતાં : નિત્ય, નૈમિત્તિક, કામ્ય અને નિષિદ્ધ કર્મ. જે કર્મો કરવાથી પુણ્ય ના મળે, પણ ના કરવાથી પાપ જરૂર મળે તે કર્મોને 'નિત્યકર્મ' કહે છે. આ સિવાયના નૈમિત્તિક અને કામ્ય કર્મોમાં કોઈ વૈગુણ્ય (ત્રુટિ) ઊભી થાય તો તે પણ પ્રાયશ્ચિત્તને જન્માવે છે. આવાં કર્મો વિધિવત્ પૂરાં થાય તો તે સુકૃતનાં ફળ ભોગવવાં મળે છે. તથા નિષિદ્ધ કર્મો કરવાથી પાપ પણ મળે છે. આવાં ચતુર્વિધ કર્મો થકી મનુષ્ય સુખદુઃખ પામે છે એવી પૂર્વમીમાંસા દર્શનની અવધારણા છે. મહાભારતકારે ગીતામાં આવા પૂર્વમીમાંસા–પ્રોક્ત 'કર્મ-સિદ્ધાન્ત'થી એક જુદા જ પ્રકારના કર્મસિદ્ધાન્તની વાત કરી છે. વળી, પૂર્વમીમાંસામાં 'યજ્ઞ'નો જે રૂઢ ખ્યાલ છે, તેને પણ છોડી દઈને, વ્યાપક અર્થમાં યજ્ઞકર્મને સમજાવેલ છે.

દુઃખ આપવાનો હતો ? વળી જગત્‌ની ઉત્પત્તિ–સ્થિતિ અને લયમાં કારણભૂત તો સત્ત્વ–રજસ્–તમસ્ જેવા ગુણો છે. રજસ્ થી પ્રેરાયેલા વાદળો બધે વરસાદ આપે છે. પ્રજા તેના થકી જ સુખદુઃખ પામે છે. તેમાં મહેન્દ્ર શું કરવાનો હતો ? આપણે ગોપાલકોને કોઈ ગામ નથી કે નગર નથી. આપણે તો હંમેશા વનમાં કે પર્વત ઉપર (ફરતા) રહેનારા છીએ. માટે આ ગાયો, બ્રાહ્મણો અને (ગોવર્ધન) પર્વતની પૂજા કરો, તેને માટે યજ્ઞ કરો. ટૂંકમાં, ઈન્દ્રને રાજી કરવા યજ્ઞ કરવાની જરૂર નથી.[૪] અહીં કૃષ્ણે વૈદિક સાહિત્યમાં પ્રાધાન્ય ભોગવતા અને જગન્નિયન્તા મનાતાં ઈન્દ્ર, અગ્નિ, વરુણ

---

૪. कर्मणा जायते जन्तुः कर्मणैव विलीयते ।
सुखं दुःखं भयं क्षेमं कर्मणैवाभिपद्यते ॥ १०–२४–१३
किमिन्द्रेणेह भूतानां स्वस्वकर्मानुवर्तिनाम् ।
अनीशेनान्यथा कर्तुं स्वभावविहितं नृणाम् ॥ १०–२४–१५
सत्त्वं रजस्तम इति स्थित्युत्पत्त्यन्तहेतवः ।
रजसोत्पद्यते विश्वमन्योन्यं विविधं जगत् ॥ १०–२४–२२
रजसा चोदिता मेघा वर्षन्त्यम्बूनि सर्वतः ।
प्रजास्तैरेव सिद्ध्यन्ति, महेन्द्रः किं करिष्यति ॥ १०–२४–२३
– *श्रीमद्भागवतमहापुराणम्*, गीताप्रेस गोरखपुर, सं. २०४५, पृ. ४४१.

વગેરે વૈદિક દેવતાઓનો વિરોધ કર્યો છે અને તેમના સ્થાને કર્મવાદને સ્થાપ્યો છે.[૫]

બીજી તરફ, વૈદિકસાહિત્યમાંથી જ ઉદ્ભવેલા યજ્ઞાદિના ક્રિયાકાંડે પ્રાચીન ભારતમાં નિત્યકર્મ, નૈમિત્તિક કર્મ, કામ્યકર્મ અને નિષિદ્ધ કર્મની એક માન્યતાને પ્રસ્થાપિત કરી હતી. આથી પૂર્વમીમાંસા દર્શને જગન્નિયન્તા ઈશ્વરના સ્થાને 'કર્મ'ને પ્રતિષ્ઠિત કરેલ હતું. મીમાંસકોના મતે આ વેદવિહિત કર્મો થકી જ માણસને સુખદુઃખાદિ મળે છે. પણ મહાભારતના સમયગાળામાં જે ઐતિહાસિક પુરુષ શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવ થયો છે તેમણે આ પૂર્વમીમાંસાપ્રોક્ત (રૂઢિગત) કર્મસિદ્ધાન્તને પણ ફગાવી દીધો છે.[૬] તેમણે એક એવા 'કર્મયોગ'ને પુરસ્કાર્યો છે કે જે અનેક જન્મ પરંપરાથી ઊભા થયેલા કર્મબંધનમાંથી ક્રમશઃ મુક્તિ પણ અપાવી શકે છે અને કોઈ નવાં કર્મબંધનોને લાગવા પણ દેતાં નથી. પ્રસ્તુત લેખમાં, કર્મબંધનમાંથી કેવી રીતે મુક્તિ

---

૫. प्रथमं तावत् कर्मवादेन देवान् निराकरोति—कर्मणेति । .....ननु गवामपि वृत्तिर्महेन्द्राधीना वेत्याशंक्य निरीश्वरसांख्यमताश्रयेण निराकरोति । सत्त्वमिति श्लोकद्वयेन ॥ — *श्रीधरस्वामिविरचिता भावार्थदीपिका* ॥ अनेक व्याख्यासमलंकृतं श्रीमद्भागवतम् (द्वादश फलम्), भागवत विद्यापीठ, सोला, वि. सं. २०४७, पृ. ९४९—९६१.

૬. *श्रीमद्भगवद्गीता* (२—४२ થી ४५), गीताप्रेस, गोरखपुर, सं. २०५८.

મેળવવી અને કેવી રીતે કર્મબંધનનો અભાવ હસ્તગત કરવો–તેનો શ્રીકૃષ્ણે બતાવેલો માર્ગ ઉદ્‌ભાસિત કરવો તે અભીષ્ટ છે.

શ્રીમદ્‌ભાગવતમાં કૃષ્ણે ઇન્દ્રનો યજ્ઞ બંધ કરાવીને જે ‘કર્મવાદ’નો પુરસ્કાર કર્યો છે અને ભગવદ્‌ગીતામાં જે ‘કર્મયોગ’ને પ્રતિષ્ઠિત કર્યો છે; તે પૂર્વમીમાંસામાં નિરૂપાયેલા કર્મસિદ્ધાન્તનો તો સ્પષ્ટ વિરોધી છે જ, પણ એ પૂરેપૂરો સાંખ્ય શાસ્ત્રોક્ત પ્રકૃતિના ત્રણ ગુણોમાંથી ઊભો થયેલો જડ કર્મસિદ્ધાન્ત પણ નથી. સાંખ્યની ત્રિગુણાત્મિકા પ્રકૃતિ સ્વીકારવાની સાથે શ્રીકૃષ્ણે એક નવા જ કર્મસિદ્ધાન્તને – ‘કર્મયોગ’ને–પુરસ્કાર્યો છે. આ રીતે ભારતીય દર્શનપરમ્પરામાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતા એક નવું (જુદું) ‘પ્રસ્થાન’ બની રહે છે.[૭]

૭. ‘પ્રસ્થાનત્રયી’માં ઉપનિષદો, બાદરાયણનાં બ્રહ્મસૂત્રો અને ભગવદ્‌ગીતાનો સમાવેશ થાય છે. શંકર, રામાનુજ વગેરેએ આ ત્રણેયમાં એક સરખો જ મોક્ષમાર્ગ પ્રબોધાયો છે–એવો સૂર કાઢી બતાવ્યો છે. પરંતુ ‘‘એક જ લક્ષ્યના ત્રણ પ્રતિપાદક ગ્રન્થોનો સમૂહ’’ એવો ‘પ્રસ્થાનત્રયી’ શબ્દનો અર્થ કરવાને બદલે, એક જ લક્ષ્યના ત્રણ જુદા જુદા પ્રસ્થાનો–માર્ગો–એવો સ્વાભાવિક અર્થ લઈએ તો ઉપનિષદો પ્રાયઃ નિર્ગુણ બ્રહ્મનું નિરૂપણ કરે છે, બ્રહ્મસૂત્રો ઉપનિષદ્ વાક્યોનો સમન્વય કરવાની સાથે માયાશબલિત બ્રહ્મતત્ત્વનું નિરૂપણ કરે છે; તથા ગીતા ‘કર્મસિદ્ધાન્ત’નું (જેમાં જીવાત્માને કર્મબંધન કેવી રીતે લાગે છે, તેમાંથી તેને મુક્તિ કેવી રીતે મળે અને કર્મબંધનનો અભાવ કેવી રીતે રહે ? તેનું) નિરૂપણ કરતો ત્રીજો માર્ગ છે એમ સમજવાનું પ્રાપ્ત થાય છે !

## ૨

શ્રીમદ્ભગવદ્ગીતાએ પુરસ્કારેલા કર્મસિદ્ધાન્તની વાત શરૂ કરીએ તે પહેલાં, તેમણે જે બે–ત્રણ ગૃહીતોની ઉપર પોતાના કર્મસિદ્ધાન્તની માંડણી કરી છે, તેને સ્પષ્ટ કરી લઈશું. આ જગત્ જેમાંથી ઉત્પન્ન થયું છે અને પ્રલય થયા પછી પણ જે ટકી રહેવાનું છે તેવા તત્ત્વોની વિચારણા બાબતે ગીતા દ્વૈતવાદી પણ નથી અને અદ્વૈતવાદી પણ નથી. ગીતામાં તો ત્રણ અંતિમ તત્ત્વોની નિરૂપણા છે. જેમ કે – (૧) ક્ષરપ્રકૃતિ, (૨) અક્ષરપુરુષ (અનેક જીવાત્માઓ) અને (૩) તે બન્નેની ઉપર એક પુરુષોત્તમ પરમાત્મા રહેલો છે :

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि, कूटस्थोऽक्षर उच्यते ॥
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ॥ (૧૫–૧૬, ૧૭)




આમાંથી જેને 'ક્ષર' અને 'અક્ષર' કહેલ છે, તેનું વર્ણન ગીતા ૭–૪માં આ પ્રમાણે મળે છે :

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥

अपरेयम्; इतस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥

અહીં 'ક્ષરપુરુષ' એટલે અષ્ટધા પ્રકૃતિ અને (કૂટસ્થ) 'અક્ષરપુરુષ' એટલે 'જીવાત્મા' એવો અર્થ સ્પષ્ટ છે;[૮] અને આ બન્ને તત્ત્વોની ઉપર જે એક ત્રીજું 'અધ્યક્ષ' રૂપ તત્ત્વ છે તેને 'પરમાત્મા' કહેલ છે. (આ ત્રીજા તત્ત્વની સ્થાપના તે ગીતાની મૌલિક વિચારણા છે.) 'અષ્ટધા પ્રકૃતિ' રૂપે નાશવંત જગત્ અને 'પરાપ્રકૃતિ' રૂપે નિત્યશાશ્વત્ જીવાત્માનું જ્યાં (૭–૪ થી ૭) વર્ણન છે, ત્યાં આ પરમાત્માની વાત પણ છે :

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥
मत्तः परतरं नान्यत् किञ्चिदस्ति धनञ्जय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥

આ પરમાત્મામાં જ ક્ષર અને અક્ષર ગૂંથાયેલા છે, અને વળી તે પરમાત્માથી પરમ બીજું કશું ઉત્કૃષ્ટ હોય એવું નથી એમ પણ અહીં ચોખ્ખું કહ્યું છે. એ જ રીતે નવમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે આ 'ક્ષરતત્ત્વ' અને 'અક્ષરતત્ત્વ' બન્નેનું હું જ નિર્માણ કરું છું; અને મારી અધ્યક્ષતામાં જ આ સકળ જગત્‌નું પ્રવર્તન થાય છે. વળી, જગદુદ્‌ભવ અને પ્રવર્તનનું

૮. અહીં સુધીની વાત પરમ્પરાગત સાંખ્યશાસ્ત્ર મુજબની છે.

કોઈ કર્મ આ પરમાત્માને લાગતું નથી. કેમ કે તે આ કર્મોની બાબતમાં ઉદાસીન અને અસક્ત (અનાસક્ત) હોય છે.[૯]

## ૩

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું જે બીજું ગૃહીત છે, તે પૂર્વજન્મ અને પુનર્જન્મની માન્યતાનો સ્વીકાર. આમ તો 'કર્મસિદ્ધાન્ત' અને પુનર્જન્મ–પૂર્વજન્મની માન્યતા એ બન્ને અન્યોન્યાશ્રિત છે. અથવા કહો કે કર્મ અને પુનર્જન્મ કાર્યકારણભાવે જોડાયેલાં છે. 'કર્મ' એ કારણ છે અને કર્મફળના વિપાક રૂપે થતાં જન્મોની ઘટમાળ તે કાર્ય છે. પણ અહીં ગીતામાં જે પુનર્જન્મ અને પૂર્વજન્મની માન્યતા છે, તે જડ કર્મવાદ ઉપર ઊભેલ નથી.[૧૦]

---

૯. प्रकृतिं स्वाम् अवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नम् अवशं प्रकृतेर्वशात् ॥ ९–८
न च मां तानि कर्माणि निबध्नन्ति धनञ्जय ।
उदासीनवद् आसीनम् असक्तं तेषु कर्मसु ॥ ९–९
मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनानेन कौन्तेय जगद् विपरिवर्तते ॥ ९–१०

૧૦. કર્મ પોતે તો જડ છે. તે સ્વયં સૃષ્ટિપ્રવર્તક નથી. પ્રકૃતિના ગુણોથી ઊભાં થનારાં કર્મોનો નિયન્તા પરમાત્મા છે. કેમ કે પરમાત્માએ જ પ્રકૃતિના સ્વામી બનીને સૃષ્ટિને ઊભી કરી છે. આમ ગીતાના મતે જીવાત્માના કર્મોનું ફળ આપનાર એક નિયન્તા ઈશ્વર છે; જે ક્ષરપ્રકૃતિ અને અક્ષર–જીવાત્માઓથી પણ ઉત્કૃષ્ટ છે, સ્વતન્ત્ર છે.

અહીં જે વિશેષ છે તે એ છે કે કેવળ જીવોનો જ પૂર્વજન્મ હોય છે અને પુનર્જન્મ થાય છે એવું નથી, અહીં ગીતાકારના મતે તો ઈશ્વર—પરમાત્મા—નો પણ પૂર્વજન્મ હોય છે અને પુનર્જન્મ થતો હોય છે. પણ પરમાત્માના આ પુનર્જન્મને "અવતાર" તરીકે ઓળખાવ્યો છે. કર્મફળને ભોગવવા જીવોને જે ફરી ફરીને જન્મવું પડે છે તે "પુનર્જન્મ" છે; ભવની ઘટમાળ છે. પણ કર્મમાર્ગનો ઉપદેશ આપવાના હેતુથી પરમાત્માનો જે પુનર્ભવ થાય છે તે "અવતાર" છે. (અવતારવાદ વિશેની સ્પષ્ટ અને પ્રકટ વિચારધારા ભારતીય—દર્શનોમાં સૌથી પહેલવહેલી ભગવદ્‌ગીતાએ જ રજૂ કરી છે; જે તેનું આગવું પ્રદાન છે.

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परन्तप ॥ ४—५

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्म—मायया ॥ ४—६

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानम् अधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ ४—७

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥ ४—८

આમ પરમાત્મા પોતાની પ્રકૃતિનો અધિષ્ઠાતા બનીને જન્મે છે અને ધર્મની સંસ્થાપના માટે—અર્થાત્ 'લોકસંગ્રહ' માટે જન્મે છે. તેથી તેને 'અવતાર' કહે છે. પણ ગતજન્મના કર્મ—ફળ ભોગવવા જીવોને જે નવાં નવાં શરીરો ધારણ કરવાં પડે છે

તેને 'પુનર્જન્મ' કહે છે. જીવોના પુનર્જન્મ અને પૂર્વજન્મને સમર્થન આપતાં જે સન્દર્ભો છે તે આ પ્રમાણે છે :

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ २–१३

અને

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥
२–२२

મનુષ્યને એનાં કર્મો અનુસાર (જ) પુનર્જન્મ કે તજ્જન્ય સુખ–દુઃખ મળે છે, તેનું સમર્થન કરતાં સંદર્ભો પણ ગીતામાં સર્વત્ર મળી આવે છે. જેમ કે, યોગભ્રષ્ટ થયેલો જીવાત્મા પવિત્રતાવાળા અને ધનસમ્પત્તિવાળાના ઘરમાં જન્મ લે છે (૬–૪૧ થી ૪૩) વગેરે.

ગીતા કહે છે કે જીવાત્માઓને માટે પોતાનો આયુષ્યકાળ જ 'વ્યક્ત' છે; બાકી તો જીવમાત્ર અવ્યક્તમાંથી આવે છે અને છેવટે અવ્યક્તમાં જ જાય છે. પરંતુ વ્યક્ત જીવનના સુખદુઃખના તારતમ્યનો ખુલાસો કેવળ આ અવ્યક્ત રૂપ 'પૂર્વજન્મ' થકી જ મળી શકે તેમ છે. સૃષ્ટિમાં જુદા જુદા જીવને વત્તાઓછા પ્રમાણમાં સુખ કે દુઃખ મળે છે. તો જગત્માં પ્રવર્તતાં આવાં વૈચિત્ર્યનો કે વૈવિધ્યનો જો કોઈ બુદ્ધિગમ્ય ખુલાસો આપી શકાય એમ હોય તો તે આ કર્મસિદ્ધાન્તને આધારે જ આપી શકાય છે. પૂર્વજન્મનાં કર્મો અનુસાર અમુક

જીવને વધારે સુખ મળે છે અને બીજા જીવ–ને ઓછું સુખ અને દુ:ખ વધારે મળે છે. એ જ પ્રમાણે આ વ્યક્તજીવનનાં કર્મો થકી જ જે તે જીવના ભવિષ્યનું 'પ્રારબ્ધ' ઘડાય છે એ પણ એટલું જ સ્પષ્ટ છે.

૪

• શ્રીમદ્ ભગવદ્ગીતાએ અવતારવાદ અને પુનર્જન્માદિને જેમ સ્વીકારેલ છે તેમ, જીવોને તેમનાં કર્મો મુજબ મરણોત્તર અમુક 'લોક' મળે છે એ માન્યતા પણ સ્વીકારી છે. જેમ કે, સ્વર્ગલોક (કે શુભલોક) અને નરકની કલ્પના પણ રજૂ કરી છે. તથા શુક્લ–કૃષ્ણગતિ, અર્થાત્ 'ઉત્તરાયણ' અને 'દક્ષિણાયન' (૮–૨૪, ૨૫)ની વાત પણ કરી છે. જેમ કે, કેટલાક માણસો વેદોક્ત યજ્ઞાદિથી 'સ્વર્ગ'ને ઇચ્છે છે. તેમને ત્યાં સ્વર્ગમાં શુભ કર્મોનાં દિવ્ય ફળ ભોગવવા મળે છે. તથા પુણ્ય ક્ષીણ થઈ જતાં તે જીવો પાછાં મર્ત્યલોકમાં આવી પડે છે તેમ પણ કહ્યું છે :–

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा **स्वर्गतिं** प्रार्थयन्ते।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान्दिवि देवभोगान्॥
ते तं भुक्त्वा **स्वर्गलोकं** विशालं, क्षीणे पुण्ये **मर्त्यलोकं** विशन्ति।
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते॥

(૯–૨૦, ૨૧)

આવી જ રીતે, 'નરકલોક'ના ઉલ્લેખો પણ છે :–

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः।
प्रसक्ताः कामभोगेषु पतन्ति **नरकेऽशुचौ** ॥ १६–१६

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत् त्रयं त्यजेत् ॥ १६–२१

આમ ગીતામાં સ્વર્ગ, નરકની કાલ્પનિક દુનિયાઓ, અને મર્ત્યલોકની વાસ્તવિક ભૂમિ—તે જાણે કે જીવોને માટે કર્મફળ ભોગવવાનાં સ્થાનો હોય તેમ ઉલ્લેખાયાં છે. પરંતુ સાથે સાથે કર્મબંધન વિનાની અને કર્મબંધનમાંથી છુટેલી વ્યક્તિને માટે 'બ્રાહ્મીસ્થિતિ' અને 'બ્રહ્મનિર્વાણ' (૨–૭૨) રૂપ મોક્ષની સ્થિતિ પણ વિચારાઈ છે. વળી, બ્રહ્મતત્ત્વ રૂપ અવ્યક્તની ઉપાસના અધિક કષ્ટકારક છે, પરંતુ જેઓ સગુણ ઈશ્વરની ઉપાસના કરે છે, તેમનો મૃત્યુ—સંસાર—સાગરમાંથી સમુદ્ધાર કરવાની ખાતરી પણ કૃષ્ણ પરમાત્મા આપે છે (૧૨–૫, ૭). એ જ પ્રમાણે, અન્તકાળે ૐકારનો જાપ કરતો કરતો, પરમાત્માનું સ્મરણ કરતો કરતો દેહને ત્યજે છે તે વ્યક્તિ પણ 'પરમ ગતિ'ને પામે છે. (૮–૧૩ થી ૧૬)

## ૫

ભગવદ્‌ગીતામાં જે કર્મસિદ્ધાન્ત નિરૂપાયો છે, તેના પાયામાં રહેલા બે મુદ્દાઓ સૌથી પહેલા જાણવા જેવા છે : (૧) પરમાત્માએ જે ક્ષરસૃષ્ટિ (જડ જગત્) અને અક્ષરસૃષ્ટિ (અનેક જીવો)નું સર્જન કર્યું છે, તેમાં ક્ષરસૃષ્ટિની અંતર્ગત પ્રકૃતિના સત્ત્વ, રજસ્ અને તમસ્ એવા ત્રણ ગુણોમાંથી 'કર્મ'નો ઉદ્‌ભવ થાય છે; અને (૨) આવાં ત્રણ ગુણોથી જન્મેલાં સઘળાં કર્મો જીવને માટે બંધનકર્તા બને છે. અથવા

બીજા શબ્દોમાં કહીએ તો કર્મમાત્ર કોઈક સારું કે ખોટું ફળ જન્માવે છે; (જેને 'પુણ્ય' કે 'પાપ' કહે છે) અને પછી તે જીવ આવા પાપ–પુણ્યથી બંધાય છે. આ પાપ–પુણ્યને જીવાત્માએ વત્તા ઓછા દુઃખસુખ રૂપે ભોગવવાં જ પડે છે. વળી, આવાં કર્મફળ ભોગવવા માટે તેણે અનેક યોનિઓમાં વારંવાર જન્મ લેવો પડે છે.

આમ પ્રાથમિક દૃષ્ટિએ સૃષ્ટિનું પ્રવર્તન પ્રકૃતિના સત્ત્વાદિ ત્રણ ગુણો અને જીવાત્માના ગતજન્મનાં કર્મો થકી થઈ રહ્યું છે.[11] પણ અહીં એ વાત ભૂલવાની નથી કે જે પ્રકૃતિના સત્ત્વાદિ ગુણોથી સૃષ્ટિમાં વિવિધ કર્મો જન્મે છે, તે પ્રકૃતિના અધિષ્ઠાતા અને નિયન્તા તરીકે પુરુષોત્તમ રહેલા છે. આથી ગીતાનો કર્મવાદ સાંખ્યશાસ્ત્ર જેવો જડકર્મવાદ નથી. (એટલે કે ગીતામાં, સૃષ્ટિના નિયન્તા તરીકે 'કર્મ'નું સ્થાન નથી.) ગીતામાં તો, કર્મના માથા ઉપર પરમાત્મા બિરાજમાન હોઈને –

(ક) કર્મબંધન લાગ્યા પછીય, જ્ઞાન અને ભક્તિના માર્ગે તેમાંથી મુક્તિ પણ મેળવી શકાય છે. અને

(ખ) શ્રીકૃષ્ણે દર્શાવેલા અનાસક્તિયુક્ત કર્મયોગથી (કર્મ કરવા છતાંય) કર્મબંધનનો પહેલેથી નિતાન્ત અભાવ પણ રહે છે !

---

૧૧. चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ॥ ४–१३

ભગવદ્ગીતાના 'કર્મસિદ્ધાન્ત'ની ઉપર મુજબની પાયાની વિશેષતા જાણી લીધા પછી, એનું વિસ્તારથી નિરૂપણ કરવું જરૂરી છે. કેમ કે કોઈપણ કર્મ જો બંધન ઊભું કરતું જ હોય તો, જેમ અર્જુને વિચાર્યું છે તેમ કોઈ પણ માણસ એ જ વિચારે કે મારે કર્મ જ કરવાં નથી. હું (અર્જુન) કુરુક્ષેત્રનું યુદ્ધ છોડીને, ગુરુ અને પિતામહાદિ સગાસંબંધીને હણવા થકી લાગનારા પાપથી દૂર રહું, તે જ શ્રેષ્ઠ ઉપાય છે. આમ કર્મબંધનમાં ન પડવું હોય તો, કર્મનો જ ત્યાગ કરી દેવો તે સૌથી પહેલો હાથવગો ઉપાય છે. આ સંદર્ભે ગીતાનું કહેવું છે કે કર્મમાત્ર બંધન ઊભું કરે જ છે એ માન્યતા ખોટી તો નથી જ. કેમ કે પંદરમા અધ્યાયમાં જે અશ્વત્થ વૃક્ષ (સંસારવૃક્ષ)નું વર્ણન છે, તેમાં મનુષ્યલોકને ''કર્માનુબન્ધી'' કહ્યો છે.[૧૨] કોઈ પણ જીવ કર્મ કરશે એટલે તેને તે કર્મનું સારું કે ખોટું (શુભ કે અશુભ) કોઈક ફળ લાગશે અને આ કર્મફળ બંધન રૂપ જ પુરવાર થશે. પણ તેથી જો કોઈ એમ વિચારે કે મારે કર્મબંધનથી દૂર રહેવા કર્મો જ ત્યજી દેવાં છે; તો ભગવદ્ગીતા તેવા ભાગેડુઓને સામે છેડે એમ પણ કહે છે કે – તમારે કર્મ છોડવાં હશે તો પણ કર્મ છુટવાનાં જ નથી. એટલે કે કોઈપણ વ્યક્તિ વડે કર્મનો આત્યંતિક અર્થમાં ત્યાગ કરવો શક્ય જ નથી ! ગીતાની વિચારધારા મુજબ, એક તરફ કોઈ પણ કર્મ બંધન ઊભું કરે જ છે તેવી દૃઢ માન્યતા છે; તો બીજી તરફ કર્મની

૧૨. अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च मूलान्यनुसंततानि कर्मानुबन्धीनि मनुष्यलोके ॥ १५–२

અ–નિવાર્યતા પણ સુનિશ્ચિત છે. આથી કર્મનો ત્યાગ કરવા રૂપી કોઈ મધ્યમ માર્ગને સ્થાન જ નથી. હવે કર્મનો આત્યંતિક અર્થમાં ત્યાગ થઈ શકતો જ નથી–એવું કઈ રીતે કહેવાય છે? એનો જવાબ એ છે કે, માની લો કે અર્જુન રણભૂમિ છોડીને, સંન્યાસી થઈને ભિક્ષાટનના માર્ગે વળ્યો હોત; અથવા કોઈ ગુફામાં જઈને બેસી ગયો હોત તો, જેવી રીતે અર્જુને યુદ્ધ રૂપી 'કર્મ' કર્યું એમ કહેવાય તેવી રીતે અર્જુને યુદ્ધ ત્યજવા રૂપી કર્મ કર્યું એમ પણ કહેવાય જ ને ?! આમ ઉભયથા તેના હાથે કોઈક કર્મ તો થવાનું જ છે. તે યુદ્ધ કરે તોય કર્મ કર્યું કહેવાશે અને એકાંત ગુફામાં બેસી જવાનું કર્મ કરશે તો તે પણ બીજા પ્રકારનું 'કર્મ' જ કર્યું એમ કહેવાશે.[13] આમ જીવ માત્રને માટે કોઈકને કોઈક પ્રકારનું કર્મ કરવું તો અનિવાર્ય છે જ.

શ્રીકૃષ્ણે કર્મની અનિવાર્યતાને બતાવતાં બે–ત્રણ જગ્યાએ કહ્યું છે કે –

न हि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म, सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ३–५

૧૩. કૃષ્ણ તો એવી પણ એક સમજણ આપે છે કે તું સ્થૂળ યુદ્ધ ત્યજીને, એક ગુફામાં બેઠો બેઠો યુદ્ધભૂમિ ઉપર શું થતું હશે? એમ મનથી વિચાર્યા કરીશ, તો પણ તે યુદ્ધકર્મ કર્યા બરોબર જ ગણાશે :–

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ (३–६)

કોઈ પણ વ્યક્તિ એક ક્ષણ પણ કર્મ કર્યા વગર રહી શકતો નથી. સૌ કોઈ અવશપણે પ્રકૃતિના સત્ત્વાદિ ગુણોથી કર્મ કર્યા જ કરે છે. અર્જુન ધારે તો કુરુક્ષેત્રનું મેદાન છોડીને વનમાં ભાગી જઈ શકે છે. પણ કૃષ્ણ કહે છે કે ત્યાં વનમાં પણ અર્જુનને ભૂખ, તરસ તો લાગશે જ; અને ત્યારે તેણે શરીરયાત્રા ચલાવવા માટે પણ શ્વાસ લેવા રૂપ, પાણી અને ખોરાકની શોધ કરવા રૂપ કર્મો તો કરવાં જ પડશે ! शरीरयात्राऽपि च ते न प्रसिद्ध्येद् अकर्मणः । (૩–૮ બ) "અકર્મ થઈ જવાથી તો તારી શરીરયાત્રા (જીવન–નિર્વાહ) પણ આગળ નહીં ધપે." – આમ કર્મ કરવા અનિવાર્ય જ છે. વળી કૃષ્ણ કહે છે કે –

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते, प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ १८–५९

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छति यन्मोहात्, करिष्यस्यवशोऽपि तत् ॥ १८–६०

"જે અહંકારને આશ્રયે તું 'હું નહીં લડું' એમ કહે છે, તે તારો પ્રયત્ન જ મિથ્યા છે; તારી (ક્ષત્રિય) પ્રકૃતિ જ તને (યુદ્ધમાં) નિયોજી દેશે. હે કૌન્તેય ! તારા પોતાના સ્વભાવજનિત કર્મથી જ (તું) બંધાયેલો છું; તેથી તું જે મોહવશાત્ (યુદ્ધ કરવા) ઇચ્છતો નથી, તે તું અવશપણે પણ કરીશ જ."

આમ પ્રકૃતિના ગુણો આગળ આપણે અવશ હોઈએ, અર્થાત્ જન્મજાત મળેલા સ્વ–ભાવથી જ જો આપણે (અમુક કર્મ કરવા) પરવશ હોઈએ અને પરિણામે જો કર્મ કર્યા વગર

રહી શકાવાનું જ ન હોય (અને દરેક કર્મ બંધન ઊભું કરતું જ હોય) તો, તેમાંથી છુટવાનો ઉપાય શોધવો જોઈએ. એક તરફથી કર્મની અનિવાર્યતા છે અને બીજી તરફથી કર્મ બંધન રૂપ પણ બને છે. તેથી, તેમાંથી છુટવાના ઉપાય તરીકે શ્રીકૃષ્ણે ભગવદ્ગીતામાં ''અનાસક્ત કર્મયોગ''નું ઉદ્ઘાટન કર્યું છે.

* * * * *

શ્રીકૃષ્ણે પ્રબોધેલો આ 'અનાસક્ત કર્મયોગ' એ કોઈ અપૂર્વ વિચાર—નવો માર્ગ—નથી. પરાપૂર્વથી ચાલ્યા આવતા આ કર્મયોગની પરમ્પરા આ પ્રમાણે છે : પુરુષોત્તમ પરમાત્માએ (શ્રીકૃષ્ણે) આ કર્મયોગ સૌથી પહેલાં સૂર્ય (વિવસ્વાન્)ને કહ્યો હતો, સૂર્યે તે (કર્મયોગ) મનુને કહ્યો હતો; અને મનુએ તે ઈક્ષ્વાકુ રાજાને કહ્યો હતો. (આ ઈક્ષ્વાકુના વંશમાં શ્રીરામચન્દ્રનો જન્મ થયો હતો.) પણ કેટલોક સમય વીત્યા પછી, તે કર્મયોગની પરમ્પરા નષ્ટ થઈ ગઈ છે. તે આજે ભરતવંશમાં જન્મેલા અર્જુનને કહેવામાં આવી રહેલ છે. (૪—૧ થી ૩)

## ૬

શ્રીમદ્ભગવદ્ગીતામાં નિરૂપાયેલી કર્મની અનિવાર્યતા જોયા પછી, હવે ગીતામાં કયા મૂળભૂત પ્રશ્નની વિચારણા હાથ ધરી છે તે તપાસવું જરૂરી છે : અર્જુનને માટે કર્મબંધનમાંથી કેવી રીતે મુક્તિ મેળવવી ? તે મુખ્ય સમસ્યા નથી. કેમ કે મહાભારતનું (૧૮ દિવસો ચાલેલું) યુદ્ધ પુરું થઈ ગયા પછી અને તે યુદ્ધ દરમ્યાન કૌરવપક્ષની ઘોરહિંસા કર્યા પછી

(= હિંસાકર્મથી બરાબર લેપાઈ ગયા પછી), ૧૯મા દિવસે અર્જુને તેમાંથી કેવી રીતે છુટવું ? એ જાણવા માટે, કૃષ્ણને પ્રશ્નો નથી પૂછ્યા ! (લાંબા આયુષ્યવાળું જીવન ભોગવી લીધા પછી, મરણાસન્ન દશામાં અર્જુન ગીતા સાંભળવા બેઠો નથી !) પણ યુદ્ધની **શરૂઆત થતાં પહેલાં જ** હિંસાકર્મથી પ્રાપ્ત થનારા પાપફળને જોઈને, તે કર્મમાંથી પાછા ફરી જવાનો તેણે વિચાર કર્યો છે. એટલે કે કર્મબંધનનો અભાવ કેવી રીતે પ્રાપ્ત થાય ? – એ જાણવું, એનો ઉપાય શોધવો તે અર્જુનની મુખ્ય સમસ્યા છે. (કર્મ કરવા છતાંય, એવા કયા દૃષ્ટિકોણથી કર્મ કરવાં જોઈએ કે જેથી કર્મબંધન લાગે જ નહીં–એ ભગવદ્‌ગીતાનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય છે.)

યુદ્ધ દરમ્યાન થનારી હિંસાથી કર્મબંધન લાગશે એ વિચારે જ્યારે અર્જુન યુદ્ધકર્મમાંથી પીછેહઠ કરવાનો વિચાર કરે છે ત્યારે શ્રીકૃષ્ણે બે વાત કરી છે : (૧) શરીરની નશ્વરતા અને આત્માની અમરતા પ્રબોધીને હિંસામાં અહિંસા (અહિંસ્યતત્ત્વ)ના દર્શન કરાવ્યા છે. (न हन्यते हन्यमाने शरीरे ।) તથા (૨) અનાસક્ત કર્મયોગના એક ભાગરૂપે, લોકસંગ્રહના આશયથી જો યુદ્ધ કરવામાં આવશે તો, દુઃશાસન જેવા આતતાયીઓને હણવા રૂપ હિંસાકર્મ પણ બંધનકર્તા નહીં બને તેની ખાતરી આપી છે.

શ્રીકૃષ્ણે ઉપદેશેલા 'કર્મયોગ'ની સમજૂતી શરૂ કરીએ, તે પહેલાં ગીતામાં નિરૂપાયેલા 'કર્મસિદ્ધાન્ત'ના ત્રણ મુદ્દાઓ સમજવાના થાય છે :–

(૧) 'કર્મ' શું છે ? અને કર્મબંધન કેવી રીતે લાગે છે ?
(૨) કર્મબંધનમાંથી મુક્તિનો શો ઉપાય છે ? અને
(૩) કર્મ કરવા છતાંય, કર્મબંધનનો અભાવ કેવી રીતે રહે ?
(અર્થાત્ ગીતાના કર્મયોગનું સ્વરૂપ કેવું છે ?)

આમાંના પહેલા બે પ્રશ્નો, ગીતામાં આનુષંગિક રીતે ચર્ચાયા છે, જ્યારે ત્રીજો પ્રશ્ન જ મુખ્ય પ્રશ્ન છે; અને તેના નિરૂપણમાં જ ભગવદ્દ્ગીતાની ખરી મહત્તા સમાયેલી છે.

## ૭

કર્મબંધન કેવી રીતે લાગે છે તથા તેમાંથી મુક્તિ કેવી રીતે મેળવી શકાય ? એની વાત કરીએ તે પહેલાં, ગીતાકારે 'કર્મ' કોને કહેલ છે એ જાણવું જોઈએ. પૂર્વમીમાંસા–દર્શને યજ્ઞાર્થક કર્મોને જ 'કર્મ' કહ્યાં હતાં; અને તે કર્મોને નિત્ય, નૈમિત્તિક, કામ્ય અને નિષિદ્ધ–એવા નામે ચાર પ્રકારના ગણાવ્યાં છે. પણ શ્રી બાલગંગાધર તિલક કહે છે તેમ ગીતાકારે તો કોઈપણ કર્મને–એટલે કે ક્રિયા માત્રને – 'કર્મ' કહેલ છે. શારીરિક કર્મો, જેવાં કે શ્વાસ લેવો, ન લેવો, ખાવું–પીવું, ઊંઘવું વગેરેને પણ કર્મો જ કહેવાય છે. આ ઉપરાંત ઈન્દ્રિયોની ઈચ્છાપૂર્તિ કરવા માટે કરવામાં આવતાં સકામ કર્મો, રાગદ્વેષાદિથી પ્રેરાયેલાં શુભ–અશુભાદિ તમામ કર્મો અને પોતાની ફરજ કે સ્વધર્મ સમજીને ફલાસકિત વિના કરવામાં આવતાં પ્રવાહપ્રાપ્ત કર્મો વગેરેનો ''કર્મ'' તરીકે અહીં ઉલ્લેખ થયો છે. ગીતા કહે છે કે –

**कर्मणो**[१] ह्यपि बोद्धव्यं, बोद्धव्यं च **विकर्मण:**[२] ।
**अकर्मणश्च**[३] बोद्धव्यं, गहना **कर्मणो** गति: ॥ (४–१७)

(ઉપર ગણાવેલાં વિવિધ કર્મોમાંથી, કેટલાંક (અશુભ) કર્મને ગીતાકારે 'વિકર્મ' કહ્યાં છે અને કર્મત્યાગને 'અકર્મ' કહેલ છે.) આમ 'કર્મ' એટલે શું ? તે પ્રાથમિક દૃષ્ટિએ સમજી લીધા પછી, હવે આવાં તમામ પ્રકારનાં કર્મોમાંથી કયાં કર્મો કરવાં કે ન કરવાથી કર્મબંધન લાગે છે ? એ પ્રથમ પ્રશ્નનું નિરૂપણ કરતાં શ્રીકૃષ્ણે ભગવદ્‌ગીતાના આરંભે જ કહ્યું છે કે–

स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि ।
धर्म्याद् हि युद्धाच्छ्रेयोऽन्यत् क्षत्रियस्य न विद्यते ॥ २–३१
यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिन: क्षत्रिया पार्थ लभन्ते युद्धम् ईदृशम् ॥ २–३२
अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
तत: स्वधर्मं कीर्तिं च हित्वा **पापम्** अवाप्स्यसि ॥ २–३३

અહીં કહ્યું છે કે સ્વધર્મપ્રાપ્ત કર્મ નહીં કરવાથી માણસને કર્મબંધન લાગે છે. ક્ષત્રિયો જો રાજ્ય વિસ્તારની લાલસાથી પ્રેરાઈને યુદ્ધ કરે અને નિર્દોષ નાગરિકોની ખોટી હિંસા આચરે તો, જરૂર તેને તે હિંસાકર્મ બંધન રૂપ બની રહે. પણ અર્જુનના સંદર્ભે તો એવું ન હતું. અર્જુનને માટે તો આ યુદ્ધ સામેથી આવી પડેલું છે. (यदृच्छया च उपपन्नम्). અર્જુન જો આવા ધર્મયુક્ત સંગ્રામમાં નહીં ઝંપલાવે અને કોઈ મોહવશાત્ તેમાંથી પીછે હઠ કરશે, તો તેણે પોતાના સ્વધર્મનો નાશ કર્યો છે એમ

ગણાશે; અને એ રીતે તેને પાપ લાગશે. આમ અર્જુનને માટે તો અહીં કર્મત્યાગ કરવો તે કર્મબંધનનું કારણ બની રહેશે એમ કહેવાયું છે.

*     *     *     *     *

માણસ કર્મબંધનમાં બીજી કેવી રીતે આવી પડે તેનું નિરૂપણ ગીતામાં આ પ્રમાણે કરવામાં આવ્યું છે :–

ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात् सञ्जायते कामः कामात् क्रोधोऽभिजायते ॥ २–६२
क्रोधाद् भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति ॥ २–६३

વ્યક્તિ ઇન્દ્રિયોના વિષયોનું સતત ધ્યાન ધરતો રહે, તો તેના પરિણામે તેની એ વિષયમાં આસક્તિ બંધાય છે. આવી આસક્તિથી કામ જન્મે છે અને કામની પૂર્તિ નહીં થતાં ક્રોધ પણ જન્મે છે. આ ક્રોધમાંથી સંમોહ પેદા થાય છે અને સંમોહ થતાં સ્મૃતિનો નાશ થાય છે; અને છેવટે આ સ્મૃતિભ્રંશ બુદ્ધિના (= સારાસારનો વિવેક, તેના) વિનાશમાં કારણભૂત બને છે. બુદ્ધિનો આવો નાશ માણસને કર્મબંધનમાં ઉતારે છે અને દુર્લભ એવો મનુષ્યજન્મ વ્યર્થ બની જાય છે. આને જ સર્વનાશ કહે છે. કર્મબંધન થકી જીવાત્મા જન્મમરણના ફેરામાં સપડાય છે. આ વાત बुद्धिनाशात् प्रणश्यति । શબ્દોથી કહેવાઈ છે.

*     *     *     *     *

ક્ષરસૃષ્ટિ જેમાંથી ઉત્પન્ન થઈ છે, તેને સાંખ્ય દર્શનમાં ''પ્રકૃતિ''ના નામે ઓળખવામાં આવે છે. આ પ્રકૃતિ ત્રિગુણાત્મિકા છે. એટલે કે સત્ત્વ, રજસ્ અને તમોગુણથી બનેલી છે. આ ત્રણ ગુણની વૈષમ્ય અવસ્થામાંથી ક્રમશઃ મહત્, મન, બુદ્ધિ, અહંકાર, પાંચ મહાભૂતો અને પાંચ તન્માત્રાઓ, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયોનો પ્રાદુર્ભાવ થાય છે. મનુષ્યના આયુષ્યકાળ દરમ્યાન જુદા જુદા વિષયોને વિશે આ પાંચ ઈન્દ્રિયોમાં વત્તા ઓછા પ્રમાણમાં રાગ—દ્વેષ જન્મે છે; જેમાંથી પછી કામ અને ક્રોધ જન્મે છે. સોળમા અધ્યાયમાં ગીતા કહે છે કે —

त्रिविधं नरकस्येदं द्वारं नाशनम् आत्मनः ।
**कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत् त्रयं त्यजेत् ॥ १६—२१**

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥ १६—१६

કામ, ક્રોધ અને લોભ—એ ત્રણ તો જીવમાત્રને કર્મબંધનમાં નાખનારા છે અને તેથી તે 'નરકનું દ્વાર' કહેવાયા છે.[૧૪] મોહ જાળમાં ફસાયેલો જીવ કામોપભોગમાં જ જીવન વિતાવે છે

૧૪. કામ, ક્રોધ, મદ, મોહ, લોભ અને મત્સર (= ઈર્ષ્યા) એ છને મનોવૈજ્ઞાનિકોએ સૃષ્ટિના ચાલકબળ કહ્યાં છે. પણ ફિલસુફીના ગ્રન્થોમાં આ છને 'ષડ્‌રિપુ' કહેવામાં આવ્યા છે; તથા તે છમાંય ઉત્તર ઉત્તરને બળવાન ગણાવવામાં આવેલ છે ! ગીતા આને કર્મબંધનમાં ફસાવનાર તત્ત્વો કહે છે અને 'નરકનું દ્વાર' કહે છે.

અને અંતે અશુભ નરકમાં પડે છે. અર્જુને પણ ત્રીજા અધ્યાયમાં એવો સીધો પ્રશ્ન કર્યો છે કે – આ જીવાત્માઓ ઇચ્છા નહીં હોવા છતાંય શેના વડે બળપૂર્વક ઢસડાઈને પાપ કરવા પ્રેરાય છે ? (૩–૩૬) ત્યારે એના જવાબમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે –

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ३–३७

જેવી રીતે ધૂમાડાથી અગ્નિ ઢંકાઈ જાય તેવી રીતે આ કામ અને ક્રોધથી તો જ્ઞાની જીવાત્માનું જ્ઞાન પણ ઢંકાઈ જાય છે. આથી આ કામ અને ક્રોધને જીવાત્માના નિત્યવૈરી જાણવા (૩–૩૮ થી ૪૦). આમ જીવોને કર્મબંધન બે રીતે લાગે છે એની પૂરી વિગતે ચર્ચા ગીતાકારે કરી છે.

* * * * *

અહીં પ્રકૃતિના ગુણો થકી રાગ–દ્વેષ જન્મે છે. આ રાગદ્વેષમાંથી કામક્રોધાદિ જન્મે છે. આ કામક્રોધાદિ પાપકર્મોને જન્માવે છે – એમ કર્મબંધન કેવી રીતે ઊભું થાય છે તે ક્રમશઃ કહ્યું છે. ત્યાં એ વાત ધ્યાનમાં લેવાની છે કે કોઈપણ કર્મ એમ ને એમ જીવાત્માને બંધનમાં નાંખતું નથી. પણ, જીવાત્મા જ્યારે અહંકારથી એમ માને છે કે "આ કર્મ હું કરું છું" ત્યારે જ તે કર્મનું બંધન તેને લાગે છે. આ સંદર્ભમાં નીચેના શ્લોકો વિચારણીય છે :

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहङ्कारविमूढात्मा कर्ताऽहमिति मन्यते ॥ ३–२७

એ જ પ્રમાણે –

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसम्भवाः ।
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥ १४–५

હે મહાબાહુ ! પ્રકૃતિમાંથી જન્મેલા સત્ત્વ, રજસ્ અને તમોગુણ અવિનાશી એવા જીવાત્માને (કર્મબંધનથી) બાંધે છે. પણ જો જીવાત્મા એટલું જોઈ શકતો હોય કે આ કર્મો તો પ્રકૃતિના ગુણો કરે છે ત્યારે તે કર્મબંધનમાં ઉતરતો નથી. જે જીવાત્મા પ્રકૃતિના ગુણોથી પર રહેલા પરમાત્માને જોઈ શકતો હોય છે તે (જ) પરમાત્માના સ્વરૂપને પામી શકે છે :

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति, मद्भावं सोऽधिगच्छति ॥ १४–१९

આ જ વાત, ૧૩મા અધ્યાયના ૨૦, ૨૧ અને ૨૩, ૨૯ શ્લોકોમાં પણ કહેવાઈ છે. શ્રીકૃષ્ણ કહે છે કે પ્રકૃતિના આ ત્રણ ગુણોથી આખું જગત્ મોહ પમાડાયેલું છે. ભગવાનની આ ગુણમયી દૈવી માયા ઓળંગવી સહેલી નથી. (૭–૧૩, ૧૪)

## ૮

જન્મ જન્માન્તરથી લાગેલાં કર્મબંધનમાંથી મુક્તિ કેવી રીતે મેળવવી ? એ બીજા પ્રશ્નની વિચારણા પણ ગીતાકારે આનુષંગિક રીતે કરી છે. ગીતાના ૧૬મા અધ્યાયમાં 'દૈવાસુર સંપદ્ વિભાગ'નું વર્ણન છે. તેમાં કહ્યું છે કે – दैवी सम्पद् विमोक्षाय, निबन्धाय आसुरी मता । (१६–५) દૈવી સમ્પદ્ જીવાત્માને કર્મબંધનમાંથી છોડાવનાર છે, પણ આસુરી સમ્પદ્

મુજબનું જીવન જીવાત્માને કર્મબંધનમાં બાંધનાર છે. આથી દરેક જીવાત્માએ જો (પૂર્વજીવનના) કર્મબંધનમાંથી મુક્તિ મેળવવી હોય તો, સૌથી પહેલાં આસુરી સમ્પદ્ મુજબનું જીવન ત્યજી દેવું જોઈએ. આસુરી સમ્પદ્ મુજબનું જીવન કેવું હોય છે ? તો ગીતા કહે છે કે –

दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ सम्पदमासुरीम् ॥ १६–४

સૌથી પહેલાં જીવનમાંથી દમ્ભ, દર્પ, અભિમાન, કામ, ક્રોધ, નિર્દયતા, કર્કશતા તથા અસત્ય અને અજ્ઞાન વગેરે ત્યજી દેવાં જોઈએ. અહીં કોઈને પ્રશ્ન થાય કે શું જીવાત્મા પોતાની ઈચ્છાથી આસુરી સમ્પદ્ છોડીને, દૈવીસમ્પદ્‌ના માર્ગે વળી શકે છે ખરો ? ગીતાકારે જીવાત્માની ત્રણ અવસ્થા બતાવી છે :

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २–२८

પૂર્વજન્મરૂપી અવ્યક્તમાંથી જીવાત્મા આવે છે; અને મરણ પછી પુનર્જન્મરૂપી અવ્યક્તમાં પહોંચી જાય છે. પણ આ બે અવ્યક્તોની વચ્ચે તે વ્યક્તજીવનમાં હોય છે ત્યારે તેણે શુભ કર્મો કરવાં કે અશુભ કર્મો કરવાં ? એ તેની અત્યારની ઈચ્છા ઉપર નિર્ભર છે. કૃષ્ણે આખી ગીતા સંભળાવ્યા પછી આ ધર્મ્ય યુદ્ધ નહીં કરવાથી પાપ લાગશે; અને સ્વધર્મપ્રાપ્ત આ કર્મ છે એમ સમજી લોકસંગ્રહના દૃષ્ટિકોણથી યુદ્ધકર્મ કરશે (અને તેમાં અનેકની હિંસા કરશે) તો પણ તેને કર્મબંધન નહીં લાગે-

એવી પાકી સમજણ આપ્યા પછીય "ચલ, હવે તું લઢ" એવી આજ્ઞા નથી આપી; પણ यथेच्छसि तथा कुरु । (૧૮—૬૩) "હવે તારે યુદ્ધ કરવું કે નહીં ? એ તું જાતે નક્કી કરી લે. તારી ઇચ્છામાં આવે તેમ તું કર." — એવું કહીને, જીવાત્માને પોતાની રીતે જીવનનો માર્ગ નક્કી કરી લેવાનું સ્વાતન્ત્ર્ય આપ્યું છે ! આથી કોઈપણ જીવાત્મા ઇચ્છે તો આસુરી સમ્પદ્ ત્યજી શકે છે અને દૈવીસમ્પદ્ મુજબનું જીવન જીવવાનું ચાલુ કરી શકે છે. ગીતાકારે દરેક જીવને ઇચ્છા—સ્વાતન્ત્ર્ય આપ્યું છે. (જડ નિયતિવાદને સ્વીકારેલ નથી.) માટે જીવાત્માને માટે તાર્કિક રીતે મુક્તિનો ઉપાય ખુલ્લો રહે છે. જો જીવાત્માને ઇચ્છાસ્વાતન્ત્ર્ય ન આપ્યું હોત, તો ખરાબ માણસ હંમેશા ખરાબ જ રહે અને તેને માટે મુક્તિનાં દ્વાર હંમેશા બંધ જ રહે. આ સંદર્ભમાં બહુ જ મહત્ત્વની એક વાત ગીતાકારે કરી છે :—

उद्धरेदात्मनात्मानं नात्मानम् अवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ ६—५

बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६—६

દરેક વ્યક્તિએ પોતે જ પોતાનો ઉદ્ધાર કરવાનો છે. આત્મા જ આત્માનો બન્ધુ છે અને આત્મા જ આત્માનો શત્રુ પણ બનતો હોય છે. માટે દરેક જીવે પોતાનો ઉદ્ધાર પોતે જ કરવાનો છે. અરે ! શ્રીકૃષ્ણ જેવા ગુરુ જ સાક્ષાત્ મળી જાય

તો પણ જીવાત્માએ આત્મોદ્ધાર તો જાતે જ કરવાનો હોય છે! એ વાતે સભાન બની, સન્માર્ગે વળવા જાતે જ પ્રયત્ન કરવો.

અશુભ જીવનના માર્ગેથી પાછા ફર્યા પછી, ચાલુ જીવાતા જીવનમાં ક્રિયમાણ–કર્મો કેવી રીતે કરવાં ?, અથવા કયાં કર્મો કરવાં કે જેથી નવાં કર્મબંધન લાગે નહીં ? એની ચર્ચા ૧૮મા અધ્યાયમાં કરી છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનાં સ્વભાવજનિત કર્મો કયાં કયાં છે તેની ગણતરી કરાવ્યા પછી શ્રીકૃષ્ણે કહ્યું છે કે –

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥ १८–४५

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तम् अभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ १८–४६

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन् न आप्नोति किल्बिषम् ॥ १८–४७

એક ક્ષત્રિય તરીકે અર્જુનને માટે શૌર્ય, તેજ, ધૃતિ, દક્ષતા અને યુદ્ધમાંથી અપલાયન–તે ક્ષત્રિયનું સ્વભાવજનિત કર્મ છે. જે તે મનુષ્યને માટે આવાં સ્વભાવથી નક્કી થયેલાં કર્મો કરતાં રહો, તો પણ કોઈ પ્રકારે પાપ કે કર્મબંધન લાગતું નથી. બલ્કે, ઉપરના શ્લોકોમાં કહ્યું છે તે મુજબ પોતાને સોંપાયેલાં કર્મો કરવાં તે ઈશ્વરનું પૂજન જ છે અને તેનાથી પણ માણસને 'સિદ્ધિ' મળે છે. આમ, જૂનાં કર્મબંધનને દૂર કરતાં પહેલાં નવાં કર્મબંધનને ઊભું થતું અટકાવવું જરૂરી છે. આથી

દરેક જીવે સૌથી પહેલાં સન્માર્ગે વળવાથી શરૂઆત કરવી જોઈએ.

* * * * *

જૂનાં કર્મબંધનો જે લાગ્યાં હોય તેમાંથી છૂટવા ભક્તિ અને જ્ઞાનની ઉપયોગિતા શ્રીકૃષ્ણે બતાવી છે અને યોગમાર્ગ તરફ પણ અંગુલિનિર્દેશ કર્યો છે. પરંતુ જીવાતાં જીવન દરમ્યાન, નવાં કર્મબંધનો ઊભાં ન થાય માટે, સકામ વેદોક્ત ક્રિયાકાણ્ડો પણ જીવાત્માએ છોડી દેવાં જોઈએ – એ વાત પણ શ્રીકૃષ્ણે બે વાર કહી છે :

ભોગ અને ઐશ્વર્યની કામનાથી પ્રેરાયેલા જે લોકો વેદવાદમાં રત રહે છે અને વેદોક્ત ક્રિયાકાણ્ડ સિવાય બીજું કશું જ કરવા જેવું નથી એમ જે કહે છે તેમની બુદ્ધિ ક્યારેય સ્થિર થતી નથી. માટે અર્જુનને–જીવાત્માને–એ માર્ગેથી પણ પાછા ફરવાની સૂચના છે. (૨–૪૨ થી ૪૫). વળી, જે લોકો યજ્ઞોથી ઈન્દ્રાદિ દેવોનું યજન કરે છે અને સોમપાનથી પાપો ધોઈને સ્વર્ગની અભ્યર્થના કરે છે, તે લોકો પુણ્યના બળથી સુરેન્દ્રલોકમાં જરૂર પહોંચે છે. પણ ત્યાં દિવ્ય ભોગો ભોગવ્યા પછીય પુણ્ય ક્ષીણ થતાં, ફરીથી મર્ત્યલોકમાં તો આવી પડે જ છે ! આમ વેદત્રયીના ધર્મને શરણે જીવતાં લોકો સ્વર્ગ અને પૃથિવીની વચ્ચે આંટાફેરા માર્યા કરે છે. (૯–૨૦, ૨૧). પરંતુ વેદોક્ત ક્રિયાકાણ્ડ છોડ્યા પછી મને ભોગૈશ્વર્યો ક્યાંથી મળશે ? એવી જીવાત્માને જો ચિંતા થવાની હોય તો શ્રીકૃષ્ણે કહ્યું છે

કે – જે લોકો અનન્યભાવે મારું ચિંતન કરે છે, તેના યોગ-ક્ષેમની[૧૫] વ્યવસ્થા તો હું જ ઉઠાવી લઉં છું : तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ (૯–૨૨)

અહીં એક વિશેષ સ્પષ્ટતાની જરૂર છે : શ્રીકૃષ્ણે આ લોકના અને પરલોકના સુખ મેળવવા માટે કરવામાં આવતાં વેદોક્ત સકામ કર્મોને ત્યજવાનું કહ્યું છે, પણ સાથે સાથે ૧૮મા અધ્યાયમાં યજ્ઞ, દાન, તપ જેવાં કર્મો ત્યજવાં નહીં, પણ નિષ્કામભાવે કરવાં જ એવી પણ સ્પષ્ટ સૂચના આપી છે :

यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव **पावनानि मनीषिणाम्** ॥ ૧૮–૫

एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतम् उत्तमम् ॥ ૧૮–૬

આવાં યજ્ઞ, દાનાદિનાં કર્મો જો ફલાસક્તિ ત્યજીને કરવામાં આવે તો, ગીતાકારના મતે, તે જીવાત્માને પવિત્ર કરનારાં છે ! કર્મબંધનમાંથી છુટકારો મેળવવા માટે સાત્ત્વિક વૃત્તિની (= દૈવીસમ્પદ્ની) પહેલાં જરૂર છે, તે આવાં કર્મો કરવાથી કેળવાતી જાય છે. માટે શ્રીકૃષ્ણ કહે છે કે આવાં યજ્ઞ,

૧૫. આ શબ્દોના અર્થ કરતી વખતે શંકરાચાર્ય કહે છે કે अप्राप्तस्य प्राप्तिः इति योगः । (ન મળેલું મળે તેને 'યોગ' કહેવાય અને प्राप्तस्य रक्षणं क्षेमः । (પ્રાપ્ત થયેલાનું રક્ષણ થાય તેને 'ક્ષેમ' કહે છે). ભગવાન ભક્તનાં આ બન્ને કામ કરે છે !

દાન, તપ, વ્રત રૂપ કર્મો નિષ્કામ ભાવે કરવાં જ એવો મારો નિશ્ચિત મત છે.

* * * * *

જે કર્મબંધનો અગાઉ લાગી ચૂક્યાં હોય તેમાંથી છુટવા માટે જુદા જુદા માર્ગો રૂપે યોગ, ભક્તિ અને જ્ઞાન—માર્ગનું ગીતામાં જુદા જુદા સ્થળે વર્ણન કરેલું જોવા મળે છે. (અલબત્ત અહીં એ સ્પષ્ટ કરવું જોઈએ કે આ ત્રણ માર્ગો પરસ્પરથી વિરુદ્ધ કે સ્વતન્ત્ર માર્ગ રૂપે નિરૂપાયા નથી. કેમ કે યોગમાર્ગમાં પણ ભક્તિ અને જ્ઞાનની જરૂર પડે છે, તથા જ્ઞાનમાર્ગમાં પણ યોગ અને ભક્તિની જરૂર પડે જ છે. અથવા તો જ્ઞાન થતાં ભક્તિ આપોઆપ પાંગરે છે.) ગીતાના છઠ્ઠા અધ્યાયમાં નિરૂપાયેલા યોગમાર્ગની વાત શરૂ કરીએ ત્યારે સૌથી પહેલાં તો એ જ પ્રશ્ન ઊભો થાય કે મનુષ્યનું મન જ અતિશય ચંચળ છે. તેને સ્થિર કરવું જ મુશ્કેલ છે. તો પછી યોગસાધના શરૂ જ કેવી રીતે થાય ? શ્રીકૃષ્ણે અર્જુનને આનો જવાબ આપતાં કહ્યું છે કે –

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥ ६–३५

ચંચળ મનને ઇન્દ્રિયોના વિષયમાં દોડી જતું અટકાવવા માણસે વારંવારનો અભ્યાસ કરવો પડે; અને વિષયો પ્રત્યે વૈરાગ્ય પણ કેળવવો જોઈએ. આ બેની મદદથી માણસ યોગમાર્ગે આગળ વધી શકે છે.

शुचौ देशे प्रतिष्ठाय स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ६–११
तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।
उपविश्यासने युञ्ज्याद् योगम् आत्मविशुद्धये ॥ ६–१२

(કર્મબંધનથી લેપાયેલા) આત્માની વિશુદ્ધિને માટે મનને એકાગ્ર કરી, ચિત્ત અને ઈન્દ્રિયની ક્રિયાઓને સંયત કરીને યોગનો આરંભ કરવો જોઈએ. આવા યોગમાર્ગે આગળ વધતાં કદાચ પણ જો આયુષ્ય પુરું થઈ જાય તો – शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ६–४१ યોગભ્રષ્ટ જીવાત્મા બીજા જન્મે શુચિ અને શ્રીમાન્ કુટુમ્બમાં જન્મે છે અથવા તો બીજા બુદ્ધિશાળી યોગી વ્યક્તિના જ ઘરમાં જન્મે છે. ત્યાં તે પૂર્વજન્મના જ બુદ્ધિયોગને જન્મજાત મેળવે છે. તથા જ્યાંથી તેનો યોગ અધુરો રહ્યો હોય ત્યાંથી તે આગળ વધે છે. યોગમાર્ગે જતાં અંતે તેનાં કર્મબંધનો કપાઈ જાય છે અને તે પરાગતિને–મોક્ષને–પામે છે.

प्रयत्नाद् यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ६–४५

આમ એકવાર કલ્યાણકારી માર્ગે જીવ વળી જાય છે, પછી તેની કોઈ રીતે અધવચ્ચે દુર્ગતિ થતી નથી. न हि कल्याणकृत कश्चिद् दुर्गतिं तात गच्छति ॥ ६–४०

યોગમાર્ગે આગળ વધતા સાધકે જ્ઞાનદૃષ્ટિથી સર્વાત્મભાવ કેળવવાનો છે અને બધાં ભૂતોમાં રહેલા ઈશ્વરને પૂજવાનો છે,

ભજવાનો છે એમ પણ શ્રીકૃષ્ણે કહ્યું છે. આવો યોગી સર્વથા કર્મ કરતો રહે તો પણ તે પરમાત્મામાં જ સ્થિરચિત્તવાળો થયો હોય છે :

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षिते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ ६—२९

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ६—३०

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ६—३१

યોગીએ આવો સર્વાત્મભાવ કેળવ્યો હોય તો જ તેને માટે કોઈના પ્રત્યે રાગ કરવાનો રહેતો નથી કે દ્વેષ કરવાનો રહેતો નથી; અને પરિણામે (રાગદ્વેષના અભાવમાં) તેને કર્મબંધન રહેતાં નથી.

* * * * *

કર્મબંધનમાંથી છુટવા શ્રીકૃષ્ણે એક ભક્તિમાર્ગ પણ ઉપદેશ્યો છે, જે સરલતમ છે અને બહુવ્યાપક પણ છે : પત્ર, પુષ્પ, ફળ કે જળ જે કાંઈ મને ભક્તિપૂર્વક અર્પવામાં આવે છે; અથવા માણસ જે કાંઈ કર્મ કરે છે, ખાય છે, હોમે છે, આપે છે કે તપ કરે છે—તે સઘળું જો શ્રીકૃષ્ણને—પરમાત્માને—અર્પવામાં આવે તો તે માણસ શુભ કે અશુભ ફળવાળાં કર્મબંધનોમાંથી ચોક્કસ છુટી જાય છે; અને પરમાત્માને પ્રાપ્ત કરે જ છે :—

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ ९–२६

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो माम् उपैष्यसि ॥ ९–२८

શ્રીકૃષ્ણ, વળી બીજી એક ખાતરી આપતાં કહે છે કે અરે ! કોઈ અતિશય દુરાચારી વ્યક્તિ હોય, પણ જો મને અનન્યભાવે ભજતો હોય તો તેને પણ સાધુ વ્યક્તિ માનવો. તે બહુ જલ્દીથી ધર્માત્મા થશે જ અને તે શાશ્વત શાન્તિ મેળવશે. न मे भक्तः प्रणश्यति । 'મારો ભક્ત ક્યારેય નાશ પામતો નથી.' જૂની રૂઢ પરંપરા મુજબ જેમને કર્મબંધનવાળાં જન્મો ગણવામાં આવે છે, એટલે કે જેમને પાપયોનિઓ ગણાવાઈ છે; તથા સ્ત્રીઓ, વૈશ્યો અને શૂદ્રો વગેરે પણ મારે શરણે આવીને ચોક્કસ પરમ ગતિને પામે છે (૯–૩૨). આમ કર્મબંધનમાંથી મુક્તિ મેળવવાના એક ઉપાય તરીકે ઈશ્વરની ભક્તિ અને ઈશ્વરની શરણાગતિને વારંવાર કહેવામાં આવ્યા છે.

* * * * *

પૂર્વજન્મનાં (પ્રારબ્ધ) કર્મો બાળી મૂકવા માટે જેમ યોગ અને ભક્તિમાર્ગો છે, તેમ જ્ઞાનમાર્ગ પણ એક મહત્ત્વનો, બલ્કે પાયાનો માર્ગ છે. કેમ કે આ જ્ઞાન વિના ભક્તિ પણ પાંગરતી નથી અને શ્રીકૃષ્ણે પ્રબોધેલો સાચો 'કર્મયોગ' પણ શરૂ થતો નથી. આથી કર્મબંધનમાંથી મુક્તિ મેળવવામાં પ્રબળ પણે

ઉપકારક બનતાં જ્ઞાનમાર્ગની વાત પણ અત્રે કરવી જરૂરી છે. પહેલાં, જ્ઞાનની મહત્તા સમજાવતાં શ્રીકૃષ્ણ કહે છે કે –

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं सन्तरिष्यसि ॥ ४–३६

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात् कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते तथा ॥ ४–३७

હે અર્જુન ! તું બધા પાપીઓમાં પણ અતિશય મોટો પાપી હોઈશ તો પણ જ્ઞાન રૂપી હોડીથી બધાં જ પાપમાંથી–કર્મબંધનમાંથી–તરી જઈશ. જેવી રીતે અગ્નિ લાકડાંના સમૂહને પણ બાળી મૂકે છે તેવી રીતે જ્ઞાન પણ જીવાત્માના સઘળાં કર્મોને–કર્મબંધનોને–ભસ્મસાત્ કરી દે છે. જ્ઞાન જેવું બીજું એકેય જીવાત્માને પવિત્ર કરનારું સાધન નથી. પણ આવું જ્ઞાન મેળવવું કેવી રીતે ? તો ગીતા કહે છે કે – આત્મજ્ઞાની ગુરુને મળીને તેમને પ્રણામ કરવા, સેવા કરવી અને જિજ્ઞાસા પૂર્વક વારંવાર પ્રશ્નો પૂછવાથી, તે તને જ્ઞાનનો ઉપદેશ કરશે (૪–૩૪). આ જ્ઞાન થકી સઘળાં ભૂતોને તું તારા આત્મામાં જોઈશ અને પછી તે સઘળાં ભૂતોને તું મારામાં જોઈશ. એટલે કે સઘળા જીવાત્માઓ અને પરમાત્માનો એક અભેદ તને જોવા મળશે. આવા જ્ઞાનના પરિણામે તને યુદ્ધ કરું કે ન કરું ? યુદ્ધથી આ સગાવહાલાં મારા હાથે મરી જશે અને તેનું પાપ–કર્મબંધન–મને લાગશે.....વગેરે જેવો મોહ ફરીથી તને થશે નહીં.

*　*　*　*　*

જીવાત્માએ (૧) કર્મબંધનમાંથી છુટવા, અને (૨) નવાં કર્મબંધનમાં નહીં ફસાવા માટે જે જ્ઞાન મેળવવાનું છે; અને તે જ્ઞાન મેળવ્યા પછી તદનુસાર જે વર્તવાનું છે તેનું બહુ વ્યાપક વર્ણન ગીતામાં અનેક જગ્યાએ કરવામાં આવ્યું છે. જેમ કે, અગાઉ (મુદ્દા નં.–૨માં) કહ્યું છે તેમ, ભગવદ્ગીતાએ (૧૫-૧૬, ૧૭માં) ત્રણ તત્ત્વોનો સ્વીકાર કર્યો છે.

પુરુષોત્તમ

**પરમાત્મા**




ક્ષરપુરુષ (ત્રિગુણાત્મિકા જડ પ્રકૃતિ) = **ક્ષેત્ર**

અક્ષરપુરુષ (ચૈતન્ય સ્વરૂપ જીવાત્મા) = **ક્ષેત્રજ્ઞ**

આપણી આસપાસ જે સચરાચર જગત્ પ્રવર્તી રહ્યું છે, તેની તાત્ત્વિક સમજણ આ ત્રણ તત્ત્વોને સમજી લેવાથી મળી રહે છે. પરમાત્માની અધ્યક્ષતામાં જ આ જડ પ્રકૃતિ, કે જે સત્ત્વ, રજસ્ અને તમોગુણથી બનેલી છે, તે ચર અને અચર સૃષ્ટિને ઉત્પન્ન કરે છે. (मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम्।

૯–૧૦) બીજી તરફ, સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મામાંથી જ એક અંશ રૂપે સઘળા જીવાત્માઓ ઉત્પન્ન થાય છે. પરમાત્મા અંશી છે અને બધા જીવો અંશ રૂપ છે. (ममैवांशो जीवलोके जीवभूतः सनातनः । १५–७) આ અંશાંશીભાવને યાદ રાખીને દરેક અંશભૂત જીવાત્માએ અંશી પરમાત્મા જોડે તાદાત્મ્ય કેળવવા પ્રયત્ન કરવાનો છે અને તેને માટે ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગે આગળ વધવાનું છે. વળી, પ્રકૃતિના ગુણો જ ખરેખર તો કર્મોને જન્માવે છે, પણ જ્યારે જીવાત્મા અહંકાર ધારણ કરે છે; અર્થાત્ પોતાને 'કર્તા' માને છે ત્યારે જ તેને કર્મબંધન લાગે છે. આથી જીવાત્મા જો અહંકાર ત્યજીને, પ્રકૃતિના કર્તાપણાને યાદ રાખે તો તેને કર્મબંધન લાગે નહીં. જીવાત્મા પોતે તો પરમાત્માનો—પરમ બ્રહ્મનો—એક અંશ હોઈને, પરમાત્માથી તત્ત્વતઃ જુદો નથી. આવો જીવાત્મા જો "પ્રકૃતિના ગુણો આ બધાં કર્મો કરે છે." – તેમ યાદ રાખે તો તેને કર્મોનો લેપ લાગે નહીં :—

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति, तथात्मानम् अकर्तारं, स पश्यति ॥ १३–२९

अनादित्वान्निर्गुणत्वात् परमात्माऽयम् अव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥ १३–३१

यथा सर्वगतं सौक्ष्म्याद् आकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ १३–३२

જીવાત્મા અહંકારથી જ "હું કરું છું" એમ માની લે છે. આથી ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ (શરીર અને આત્મા)નો અભેદ થાય છે. પરિણામે પ્રકૃતિનાં કર્મોને જીવાત્મા પોતાનાં માની લે છે, જે અજ્ઞાન છે. આ અજ્ઞાનને દૂર ન કરો, ત્યાં સુધી કર્મબંધન લાગ્યાં કરવાનાં છે. પણ જેવો તમે ક્ષર અને અક્ષરનો (=ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો) વિવેક પ્રાપ્ત કરો, એટલે કે આ સૃષ્ટિમાં થતાં સઘળાં કર્મો તો પ્રકૃતિના ત્રણ ગુણો જ કરે છે, કરાવે છે એમ જોવા માંડો કે તરત જ તમારાં કર્મબંધનો તૂટી જાય છે. જે જ્ઞાનાગ્નિ કર્મોને ભસ્મસાત્ કરે છે એમ કહેવાયું છે તેનું પ્રથમ પગથિયું એ છે કે જીવાત્માને તે ક્ષરપ્રકૃતિ અને પોતાના 'અક્ષર' સ્વરૂપનો વિવેક (= જુદાપણું) પ્રાપ્ત થવો જોઈએ; જેના પરિણામે "હું કર્મો કરતો નથી, પણ પ્રકૃતિના ગુણો કર્મો કરે છે" એમ ખ્યાલ આવતાં અહંભાવ નષ્ટ થાય છે. ગીતા કહે છે કે –

> य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
> सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ १३–२३

જે વ્યક્તિ આ રીતે પુરુષને (જીવાત્માને) અને ત્રણ ગુણો સહિતની પ્રકૃતિને (પરસ્પરથી જુદા છે એમ) જાણી લે છે, તે વ્યક્તિ બધી રીતે જીવનવ્યવહાર ચલાવતો હોય તો પણ (તેનાં સઘળાં = જૂનાં અને નવાં કર્મબંધનો નષ્ટ થઈ જતાં), તે ફરીથી જન્મતો નથી. તથા જ્ઞાનનું બીજું પગથિયું એ છે કે આ અક્ષર (જીવાત્મા) તે પુરુષોત્તમ પરમાત્માનો જ અંશ છે,

તેથી તે અંશીથી તાત્ત્વિક રીતે જુદો નથી. આથી જો પરમાત્મા અવિનાશી અને નિર્ગુણ હોય તો પોતે જીવાત્મા પણ અવિનાશી અને નિર્ગુણ જ છે અને તે બન્ને અંતતોગત્વા તો એક જ છે. ગીતા કહે છે કે જે ક્ષરપ્રકૃતિ અને અક્ષર જીવાત્માને પરસ્પરથી ભિન્ન જાણે છે; અને જે, તે બન્નેની ઉપર ઉત્તમ સ્થાને રહેલા પરમાત્માને 'પુરુષોત્તમ' રૂપે જાણે છે તે જ 'બધું' જાણે છે એમ કહેવાય :–

यो मामेवमसम्मूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद् भजति मां सर्वभावेन भारत ॥ १५–१९

આવો જ્ઞાની વ્યક્તિ જ પરમાત્માને બધી રીતે ભજે છે. ત્રણ તત્ત્વોના નિરૂપણ કરતા આ શાસ્ત્રને ગીતાએ 'ગુહ્યતમ શાસ્ત્ર' કહ્યું છે; જેને જાણીને કોઈપણ બુદ્ધિમાન કૃતકૃત્ય થઈ જાય છે (૧૫–૨૦).

* * * * *

**સ્વભાવવાદ :** જે 'પ્રકૃતિ'ના ત્રણ ગુણો થકી સૃષ્ટિ પ્રવર્તે છે અને વિભિન્ન કર્મો શરૂ થાય છે, તે 'પ્રકૃતિ'ને સાંખ્ય દર્શને સ્વીકારી છે અને ગીતાએ પણ તે વિચારધારાને (૪–૨૭ થી ૨૯) સ્વીકારી છે. પણ ગીતાએ ક્યાંક ક્યાંક એક 'સ્વભાવવાદ' અને બીજા 'કાલવાદ'ને પણ આગળ ધર્યા છે, કે જેના કારણે આ સૃષ્ટિમાં વિભિન્ન કર્મો ઉત્પન્ન થયાં છે એમ ત્યાં કહેવાયું છે. સૃષ્ટિમાં થતાં કર્મો ક્યાંતો પ્રકૃતિના ગુણોને કારણે થાય છે; અથવા તો સ્વભાવવાદને કારણે જન્મે છે; અથવા

કાલવાદથી તે કર્મો થયાં કરે છે – એમ જાણવું સમજવું તે પણ 'જ્ઞાન' છે. આવું જ્ઞાન થવાનું સીધું પરિણામ એ આવે છે કે સૃષ્ટિમાં થતાં કર્મો કમ સે કમ જીવાત્મા તો નથી જ કરતો તે (કર્મો) ક્યાંતો પ્રકૃતિવાદ મુજબ થાય છે અથવા સ્વભાવવાદ મુજબ થાય છે, અથવા કાલવાદ મુજબ થાય છે. આથી જીવાત્માએ અહંકારથી આ કર્મો 'હું કરું છું' એમ માનવાનું નથી. જીવાત્મા સિવાયના જ બીજા કોઈ, કારણોથી જો સૃષ્ટિમાં કર્મો થયાં કરતાં હોય તો, તે કર્મોનાં બંધન જીવાત્માએ પોતાના માથે ઓઢીને ફરવાની જરૂર રહેતી નથી. ગીતા આ જ્ઞાન આપવા માંગે છે.

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ ५–१४

આ લોકમાં પ્રભુ ક્યારેય કશાયનું કર્તૃત્વ કે કર્મોનું સર્જન કરતો નથી; તથા કોઈ કર્મના ફળનો સંયોગ પણ કરાવી આપતો નથી. જગત્‌માં જે કાંઈ (ક્રિયાઓ–કર્મો) થાય છે, તેમાં જે તે (વસ્તુ)નો 'સ્વભાવ' જ પ્રવર્તી રહ્યો છે. વડના ટેટામાં રહેલા બીજનો એ સ્વ–ભાવ જ છે કે તે તેમાંથી બીજા વડને જ જન્મ આપે. કોઈ માણસ વડનું બીજ વાવે અને તેમાંથી વટ–વૃક્ષ અંકુરિત થાય તો તેમાં તે માણસનું કર્તૃત્વ છે એમ કોઈ રીતે કહી શકાય જ નહીં. એ બીજનો એ સ્વભાવ હતો કે તેમાંથી વડનું બીજું ઝાડ ફુટી નીકળ્યું. આમ સ્વભાવવાદને જોતાં પણ કોઈ જીવાત્માએ પોતાના અહંકાર ને આગળ લાવીને

કોઈ પણ કર્મનું કર્તૃત્વ પોતાને માથે લેવાની જરૂર નથી. અરે ! આ ઉપરનો શ્લોક તો એમ પણ કહી રહ્યો છે કે 'સ્વભાવવાદ'ની દૃષ્ટિએ તો આ જગત્‌માં થતાં કર્મો પરમાત્મા જન્માવતાં પણ નથી; કે તે કર્મોનાં ફળ સાથે જીવાત્માનો યોગ પણ તે (પરમાત્મા) કરાવતો નથી. એ જ પ્રમાણે –

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ ५–१५

પરમાત્મા કોઈનું પાપ લઈ લેતો નથી કે કોઈનું સુકૃત (પુણ્ય) કર્મ પણ લઈ લેતો નથી. સ્વભાવવાદ મુજબ જ આ સંસારચક્ર ચાલી રહ્યું છે. પણ આ વાતનું જ્ઞાન ઢંકાઈ ગયું છે; અને જીવાત્મા 'પોતે બધું કરી રહ્યો છે' – એવા અહંકારપૂર્વકના અજ્ઞાનથી મોહિત થયેલ છે. ગીતાકાર આની આગળના શ્લોકોમાં કહે છે કે –

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ ५–१६

तद्‌बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ ५–१७

અર્થાત્ સ્વભાવવાદના જ્ઞાનથી જેમનું અજ્ઞાન નાશ પામે છે, તે જીવાત્માનું જ્ઞાન સૂર્યની જેમ પ્રકાશી ઊઠે છે; અને આવા જ્ઞાનથી જેમનાં પાપો–કર્મબંધનો–ધોવાઈ ગયાં છે, તે જીવ પુનર્જન્મના ફેરામાંથી બહાર નીકળી જાય છે.

આ જ વાત ૧૮મા અધ્યાયમાં પણ કહી છે કે 'પ્રકૃતિ', અથવા તો જે તે જીવનો 'સ્વભાવ' જ કર્મોને જન્માવે છે :–

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते, **प्रकृतिस्त्वां** नियोक्ष्यति ॥ १८–५९
**स्वभावजेन** कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ॥ १८–६०

''જે અહંકારને આશ્રયે તું એમ કહે છે કે 'હું નહીં લઢું', તે તારો વિચાર સાવ ખોટો જ છે. કેમ કે આ (ત્રિગુણાત્મિકા) પ્રકૃતિ જ તને (યુદ્ધ) કર્મમાં જોડશે. અથવા તો, હે કૌન્તેય! તું તારા સ્વ–ભાવથી જન્મેલા કર્મોથી બંધાયેલો છું. પરિણામે, મોહવશાત્ તું જે (યુદ્ધ)કર્મ કરવા ઇચ્છતો નથી, તે (કર્મ તો તું) અવશપણે કરીશ જ.''

* * * * *

ગીતાકારે જેમ કર્મોની ઉત્પત્તિ બાબતે 'પ્રકૃતિવાદ' અને 'સ્વભાવવાદ'નો ઉલ્લેખ કર્યો છે, તેમ ૧૧મા અધ્યાયમાં એક **'કાલવાદ'**નો પણ પ્રકટ નિર્દેશ કર્યો છે : શ્રીકૃષ્ણે અર્જુનને પોતાના વિશ્વરૂપનું દર્શન કરાવ્યા પછી, પોતાનો કાલતત્ત્વ જોડે અભેદ કરીને કહ્યું છે કે આ સમગ્ર લોકનો વિનાશ કરવા માટે ઉદ્યત થયેલો 'કાલ' હું છું. તું (અર્જુન) આ કુરુક્ષેત્રના મેદાનમાં નહીં ઊભો રહું તો પણ, સામે ઊભેલા આ યોદ્ધાઓ જીવી શકવાના નથી. કાલતત્ત્વે બધું પહેલાંથી જેમ નક્કી કરેલું છે તેમ થયા જ કરશે. માટે યુદ્ધ ત્યજવાનો વિચાર છોડીને, યુદ્ધમાં જોડાઈ જા. અને (કૌરવોને હણવાનો) યશ મેળવી લે. તારે

(જીવાત્માએ) તો આ કાલતત્ત્વના એક નિમિત્તમાત્ર (સાધનમાત્ર) જ બનવાનું છે. અર્થાત્ સઘળાં કર્મોનું કર્તૃત્વ તો કાલબળનું જ છે. જીવાત્મા પોતે કર્મો કરે છે (= કોઈને હણે છે કે હરાવે છે) એવું બધું તો અહંકારને આશ્રયે જ બોલી શકાય છે. બાકી તાત્ત્વિક રીતે તો આ જગત્માં થતાં સઘળાં કર્મો કાલતત્ત્વ જ સૌ જીવો પાસે કરાવે છે. (અર્થાત્ જીવમાત્રે તે કાલતત્ત્વના નિમિત્ત જ બનવાનું છે.)

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान् समाहर्तुमिह प्रवृत्तः।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः॥
तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व, जित्वा शत्रून् भुङ्क्ष्व राज्यं समृद्धम्।
मयैवैते निहताः पूर्वमेव, निमित्तमात्रं भव सव्यसाचिन् ॥
(૧૮–૩૨, ૩૩)

તાત્ત્વિક દૃષ્ટિએ અહીં એક પ્રશ્ન થવાનો કે ગીતાકારે કર્મોની બાબતે જો ત્રણ મતો (પ્રકૃતિવાદ, સ્વભાવવાદ અને કાલવાદ)નો ઉલ્લેખ કર્યો હોય તો તેમાં મુખ્ય મત કયો છે? તો વિચાર કરતાં એમ જણાય છે કે પ્રકૃતિના ગુણો થકી જ કર્મો જન્મે છે અને અક્ષર જીવાત્માના 'આ કર્મ હું કરું છું' એવા અહંપણાને કારણે જ તે (પ્રકૃતિના) કર્મોનું બંધન જીવાત્માને લાગે છે – સાંખ્યદર્શનનો આ મત જ મુખ્ય સિદ્ધાન્ત રૂપે ગીતાકારને અભીષ્ટ છે. પણ બીજા બે મતોનો પણ ઉલ્લેખ એ રીતે થયો છે કે શ્રીકૃષ્ણ અર્જુનને "આ હિંસાકર્મ તું કરું છું એમ માનીશ નહીં; પણ આ કર્મો તો સ્વભાવવાદ મુજબ જ થઈ રહ્યા છે. એમાં તારું કર્તૃત્વ નથી. તું તારા અહમ્–

ભાવ થકી એ કર્મોથી લેપાઈશ નહીં." — એટલું જ દઢ કરાવવા માંગે છે. વળી, અહંકારથી કર્મોનું કર્તૃત્વ જીવાત્માએ પોતાને માથે લેવાને બદલે, કાલતત્ત્વના નિમિત્ત બનીને જો જીવન જીવવામાં આવે તો પણ કર્મો કર્યા પછીની સિદ્ધિ—અસિદ્ધિ કે તજ્જન્ય સુખદુઃખ જીવાત્માને સ્પર્શવાના નથી. બલ્કે એક કાલતત્ત્વ જેવા બૃહત્ સત્યના પ્રતિનિધિ બનીને જીવન જીવવાની મજા પણ આવે ! જીવન પ્રત્યે કોઈ ફરિયાદ પણ ન રહે; અને કર્મોનું બંધન લાગવાનો તો સવાલ જ ઊભો થતો નથી !! રાજાના પ્રતિનિધિ બનીને લઢતા એક સૈનિકે કે સેનાપતિએ હાર કે જિતને જો રાજાની જ હાર કે જિત ગણવાની હોય તો સૈનિકે તે હાર કે જિતથી સુખી કે દુઃખી થવાનું રહેતું નથી; તેણે તો એક જ ગૌરવ લેવાનું છે કે પોતાને અમુક રાજાના પ્રતિનિધિ બનવાનું નસીબ મળ્યું તે જ મોટી વાત છે ! આમ દરેક જીવ જો ભગવાનનો પ્રતિનિધિ બનીને જીવન જીવે તો હાર—જિતનો કે સુખ—દુઃખનો સવાલ જ નથી. પોતે ભગવાનનો પ્રતિનિધિ છે, માટે ફરજમાં કોઈ ચ્યુતિ ના આવે તે જ તેણે જોવાનું છે. રાજાની કે ભગવાનની હાર—જિતને, અહંકારથી પોતાની હાર—જિત માની લઈને, કર્મબંધન બાંધવાની આ રીતે જરૂર જ નથી એ વાત સમજાવવા શ્રીકૃષ્ણે પ્રાસંગિક રીતે સ્વભાવવાદ અને કાલવાદને પણ ઉલ્લેખ્યા છે. ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते तथा । (૪—૩૭) (જ્ઞાન રૂપી અગ્નિ જ બધાં કર્મોને—કર્મબંધનોને—ભસ્મસાત્ કરી દે છે.) તે આ રીતે ચરિતાર્થ થાય છે.

* * * * *

[આ ત્રણેય વાદ એક જ વસ્તુ માટે હોય તો, 'તેમાંથી મુખ્ય કયો ?' એ પ્રશ્ન ન આવવો જોઈએ. એટલે કે આ ત્રણેય વાદ પરસ્પરથી જુદા કે વિરોધી હોય તેમ લાગતું નથી. જેમ કે, (ત્રિગુણાત્મિકા) 'પ્રકૃતિ' જીવાત્મા પાસે વિવિધ કર્મો કરાવે છે. (આ 'પ્રકૃતિ' તે 'કારણ' સ્વરૂપ ગણી શકાય.) જે તે પદાર્થો (મહાભૂતો)ના ગુણધર્મોને 'સ્વભાવ' કહી શકાય; અને 'કાલ'તત્ત્વ એ અમુક 'કાર્ય' (effect/result)ને ક્યારે થવા દેવું કે ન થવા દેવું એ નક્કી કરે છે. એટલે કે 'પ્રકૃતિ'ના સાત્ત્વિક ગુણથી પ્રેરાયેલો એક માણસ રસ્તામાં લોકોને છાંયડો મળે માટે વડ ઉગાડે છે; અથવા રાજસિક ગુણથી પ્રેરાયેલો બીજો માણસ પોતાના ખેતરની હદ બતાવવા ત્યાં વડ ઉગાડે છે. વડના ટેટામાં એવી સહજ ક્ષમતા છે કે તેમાંથી વડનું જ વૃક્ષ અંકુરિત થાય તે એ બીજ(રૂપી વસ્તુ)ના 'સ્વભાવ'ને કારણે થાય છે; અને વડના ટેટાનું બીજ વાવ્યા પછી વર્ષાઋતુના જળ અને સૂર્યકિરણનો અમુક સમયે યોગ થતાં, તેમાંથી અમુક કાળે જ અંકુર ફુટી શકે છે તે થયું કાલતત્ત્વનું કર્તૃત્વ. આમ પ્રકૃતિવાદ, સ્વભાવવાદ અને કાલવાદ થકી જ સૃષ્ટિમાં સઘળાં કર્મો થાય છે (એમ જોઈને આપણે જીવાત્માએ કર્મોનું કર્તૃત્વ પોતાને માથે ઓઢવાની જરૂર નથી). તથા આ રીતે જોતાં ત્રણેય વાદો પરસ્પરથી વિરુદ્ધ જણાશે નહીં.]

જે જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને બાળી મૂકે છે. તે જ્ઞાનનાં ત્રણ પગથિયાં છે : (૧) સાંખ્યદર્શન જણાવે છે તેમ ક્ષરપ્રકૃતિ અને અક્ષરપુરુષ પરસ્પરથી જુદાં છે. શરીરમાં આવેલાં જીવ—ચૈતન્ય વિશિષ્ટ પુરુષ—ની હાજરીમાં, સાક્ષીમાં ક્ષર (જડ) પ્રકૃતિના

સત્ત્વ, રજસ્–તમસ્ એવા ત્રણ ગુણો થકી જ સૃષ્ટિમાં બધાં કર્મો થાય છે. આથી (જડ) પ્રકૃતિ અને (ચેતન) પુરુષના (ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના) જુદા હોવાનું વિવેકજ્ઞાન સતત રહેવું જોઈએ. જીવાત્માએ અહંભાવથી કર્મોનું કર્તૃત્વ માથે ઓઢવાની જરૂર નથી. જો જીવાત્મા અન્‌અહંકારી બની, પ્રકૃતિથી પોતાને સતત જુદો જોયા કરે તો તેને કર્મબંધન લાગવાનો સવાલ ઊભો થતો નથી. (૨) હવે જ્ઞાનના બીજા પગથિયે, ગીતાએ ઔપનિષદિક વિચારધારાને ગોઠવી છે. જેમાં 'અક્ષરપુરુષ' (જીવાત્મા)નું સ્વરૂપ વર્ણવ્યું છે. પ્રત્યેક શરીરમાં વસતો જીવાત્મા નિત્ય છે, શાશ્વત્ છે, અવિનાશી છે અને અવિકારી છે.

न जायते म्रियते वा कदाचिन्<br>
नायं भूत्वा भविता वा न भूयः ।<br>
अजो नित्यः शाश्वतोऽयं पुराणो<br>
न हन्यते हन्यमाने शरीरे ॥ २–२०

"આ (આત્મા) ક્યારેય જન્મતો નથી; અથવા પહેલાં ઉત્પન્ન થયેલો છે તેમ નથી; તેમ જ હવે પછી ભવિષ્યમાં ફરી ઉત્પન્ન થનાર છે તેમ પણ નથી..તે તો અજન્મા, નિત્ય, સનાતન અને પુરાતન છે. તથા આ શરીર હણાવા છતાંય તે પોતે કોઈ રીતે હણાતો નથી." આ (આત્મા)ને શસ્ત્રો છેદી શકતાં નથી, આને અગ્નિ બાળી શકતો નથી. આને પાણી ભીંજવી પણ શકતું નથી અને પવન સૂકવી શકતો પણ નથી. અછેદ્ય, અદાહ્ય, અક્લેદ્ય, અશોષ્ય એવો આ આત્મા નિત્ય છે. બધે રહેલો છે, સ્થિર છે, અચલ છે અને સનાતન છે. આ આત્મા અવ્યક્ત છે (અર્થાત્ ઇન્દ્રિયોથી ન જાણી શકાય

એવો); અચિન્ત્ય (મનથી ચિંતવી ન શકાય એવો) અને અવિકારી છે – એમ પણ કહેવાયું છે. માટે આત્માનું આવું સ્વરૂપ જાણ્યા પછી અર્જુને તેનો શોક કરવો જોઈએ નહીં. (૨–૨૩ થી ૨૫).

અહીં એ પ્રશ્ન વિચારવા જેવો છે કે ગીતાના આરંભે જ (એટલે કે અર્જુનની મુંઝવણ સાંભળ્યા પછી બીજા અધ્યાયની શરૂઆતમાં જ) શ્રીકૃષ્ણે આત્માના સ્વરૂપને સમજાવવાથી જ કેમ શરૂઆત કરી ? તો અર્જુનને એમ લાગતું હતું કે યુદ્ધ થશે તો મારા હાથે ભીષ્મ, દ્રોણ વગેરે સ્વજનો અને ગુરુઓ હણાઈ જશે, અને તેનાથી મને પાપ તો લાગશે જ; પણ શોક પણ જન્મશે. પણ આવા શોક–મોહ તો જ જન્મે કે જો માણસ દેહાત્મભાવથી વિચારતો હોય તો. એટલે કે અર્જુન જો શરીર અને આત્મા વચ્ચેનો ભેદ ના કરી શકતો હોય. હકીકતમાં તો (તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ તો) દેહ અને તેમાં વસતો આત્મા (દેહી) જુદા જ છે; અને શરીર હણાવા છતાંય આત્મા હણાતો નથી. આત્મા તો નિત્ય છે. એક શરીરમાંથી નીકળી તેના કર્મો અનુસાર બીજી યોનિમાં–બીજા શરીરમાં–જન્મતો જ હોય છે.

जातस्य हि ध्रुवो मृत्यु, ध्रुवं जन्म मृतस्य च ।
तस्माद् अपरिहार्येऽर्थे न त्वं शोचितुम् अर्हसि ॥ २–२७

"જન્મેલા દરેકનું મૃત્યુ નિશ્ચિત છે અને દરેક મરેલાનો જન્મ પણ નક્કી જ છે. માટે ન રોકી શકાય એવી આ ઘટમાળ માટે પણ શોક કરવો યોગ્ય નથી."

અર્જુન જે દેહાત્મભાવથી શોક–મોહમાં ફસાયો છે તેને દૂર કરવા આત્માના આ સાચા સ્વરૂપનું જ્ઞાન કરાવવું અત્યંત જરૂરી છે. વળી, અર્જુનને આ યુદ્ધમાં હિંસા થશે, ઘોર હિંસા થશે–એ વિચારે પાપ લાગવાની ભીતિ પણ પેસી ગઈ છે. તેથી તેને એ સ્પષ્ટ કરી આપવું જરૂરી છે કે શરીરની હિંસા થવાથી આત્માની હિંસા થવાની નથી. આત્મા તો નિત્ય છે, અવિનાશી છે. न हन्यते हन्यमाने शरीरे । "આ શરીર હણાવા છતાંય, તેમાં વસતો આત્મા કોઈ રીતે હણાતો નથી." યુદ્ધ દરમ્યાન થનારી દેખીતી હિંસામાં, પણ જે અહિંસ્યતત્ત્વ છે (= જેની ક્યારેય હિંસા થતી નથી અને હિંસા કરી શકાતી નથી) તે આત્મતત્ત્વ તરફ જ અર્જુને ધ્યાન રાખવાનું છે. જે વ્યક્તિ (ત્રિગુણાત્મિકા પ્રકૃતિથી જન્મેલા) શરીર તરફથી ધ્યાન ખસેડીને, આત્મતત્ત્વને જોતો, સમજતો થાય છે, તે જ વ્યક્તિ શોક–મોહમાં ફસાતી નથી. (આ જ વાત 'ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના વિભાગ' તરીકે ૧૩મા અધ્યાયમાં કહેવાઈ છે.) છાન્દોગ્ય ઉપનિષદ્‌ પણ આ જ કહે છે : तरति शोकम् आत्मवित् । (૭–૧–૩) "આત્મતત્ત્વને જાણનારો (જ) શોકને તરી જાય છે." વળી, સૌ પ્રાણીઓમાં આ એક જ આત્મતત્ત્વ વિલસી રહ્યું છે એવું પણ ગીતા કહે છે. આવું જ્ઞાન થતાં જ વ્યક્તિમાં સમદર્શિતા જન્મે છે. જેને કારણે વિદ્યાવાન્‌ વિનયી બ્રાહ્મણ હોય, ગાય કે હાથી જેવા પશુ હોય, કૂતરો હોય કે ચાંડાળ હોય પણ તે દરેક પ્રત્યે કોઈ પણ પ્રકારના રાગદ્વેષને જન્મવાનું કારણ રહેતું નથી. પછી રાગદ્વેષના અભાવમાં કર્મબંધન પણ

જન્મતાં નથી, ગીતાના બીજા અધ્યાયમાં આપેલા આત્મજ્ઞાનની આ ઉપયોગિતા છે.

*   *   *   *   *

આમ ભગવદ્‌ગીતામાં, પહેલે તબક્કે આત્માના નિત્યપણાની વાત કહેવાઈ છે. પછી બીજા તબક્કે ક્ષરપ્રકૃતિ (અર્થાત્ ત્રિગુણાત્મિકા પ્રકૃતિ) અને અક્ષરપુરુષ (જીવાત્મા)ના જુદાપણાની જાણકારી (= તેનું વિવેકજ્ઞાન)ની પણ આવશ્યકતા કહેવાઈ છે. પરંતુ ગીતાનું તત્ત્વજ્ઞાન અહીં પૂર્ણ થઈ જતું નથી. ગીતાની વિશેષતા એક ત્રીજા સર્વોચ્ચ તત્ત્વનું નિરૂપણ કરવામાં રહેલી છે. આ સર્વોચ્ચ તત્ત્વ તે પુરુષોત્તમ પરમાત્મ–તત્ત્વ છે.

પુરુષોત્તમ




(સત્ત્વાદિ ત્રણ ગુણયુક્ત) પુરુષ (= જીવાત્મા)

ક્ષરપ્રકૃતિ–અપરાપ્રકૃતિ પરાપ્રકૃતિ

ભગવદ્‌ગીતા આ દૃષ્ટિએ દ્વૈતવાદી (=બે તત્ત્વમાં માનનારી) નથી; અને અદ્વૈતવાદી (= એક જ તત્ત્વમાં માનનારી) પણ

નથી.[૧૬] ગીતા તો ત્રણ તત્ત્વનું નિરૂપણ કરનારી છે; જે તેની, બીજાં દર્શનો કરતાં આગવી વિશેષતા ગણાય છે. ગીતા જે જ્ઞાનાગ્નિથી સઘળાં કર્મબંધનો બળીને ભસ્મસાત્ થઈ જાય છે એમ કહે છે, તે જ્ઞાનની અંદર આ ત્રણેય તત્ત્વોનું જ્ઞાન થવું અપેક્ષિત છે. આપણે અત્યાર સુધીમાં, ક્ષરપ્રકૃતિના સ્વરૂપ અને તેના થકી ઊભી થતી સૃષ્ટિ અને તેમાં થતાં વિભિન્ન કર્મોની વાત કરી છે. સૃષ્ટિમાં થતાં સઘળાં કર્મો ત્રિગુણાત્મિકા પ્રકૃતિનાં જ હોય છે. પણ જીવાત્મા અહંકારથી 'આ કર્મો હું કરું છું' એવા કર્તાપણાનો ભાવ ધારણ કરે છે, એટલે તેને કર્મબંધનો લાગવાં માંડે છે. પણ જ્યારે તે એ વાત જાણવા—સમજવા પામે છે કે આ કર્મો હું કરતો નથી, પણ પ્રકૃતિના સત્ત્વાદિ ગુણો જ આ કર્મો કરાવે છે, ત્યારે જ તે કર્મબંધનથી છુટવા માંડે છે. આને માટે પહેલાં ક્ષરપ્રકૃતિ અને અક્ષરપુરુષ (જીવાત્મા)ના જુદા હોવાનું તેને જ્ઞાન થવું જરૂરી છે. બીજે પગથિયે તેને

---

૧૬. શંકરાચાર્યે 'પ્રકૃતિ'ને બ્રહ્મની 'માયા' કે 'અવિદ્યા' કહી છે (મિથ્યા કહી છે); અને જીવાત્મા અને પરમાત્માને જુદા ગણ્યા નથી. આમ તે અખિલ બ્રહ્માણ્ડમાં વિલસી રહેલી એક જ સત્તાને, એક સત્ તત્ત્વ રૂપે નિર્ગુણ બ્રહ્મને જ સ્વીકારે છે. આ નિર્ગુણ બ્રહ્મ જ જ્યારે સાકાર—સગુણ—થાય છે ત્યારે તેને 'પુરુષોત્તમ પરમાત્મા' કહેવાય છે; (જેના અવતાર તરીકે શ્રીકૃષ્ણ છે). શંકરાચાર્ય આ એક જ તત્ત્વને (તમે ચાહો તો તેને 'પરમાત્મા' કહો, અથવા 'પરબ્રહ્મ' તત્ત્વ કહો) – તે (એક તત્ત્વ)ને જ સ્વીકારે છે. માટે તેમના મતને ''કેવલ-અદ્વૈતવાદ'' કહે છે.

જીવાત્માના નિત્યપણાનું જ્ઞાન થવું જોઈએ; તો તે શોક–મોહથી મુક્ત થાય છે. હવે જ્ઞાનના ત્રીજે પગથિયે આ 'ક્ષરપ્રકૃતિ' અને 'અક્ષરપુરુષ' (જીવાત્મા)ની પણ ઉપર સર્વોચ્ચ સ્થાને રહેલા પરમાત્માના સ્વરૂપને સમજવાનું–જાણવાનું પ્રાપ્ત થાય છે. આ ત્રણેય તત્ત્વોનું જ્ઞાન દૃઢ થઈ જાય ત્યારે (જ) જીવાત્માનાં સઘળાં કર્મબંધનો ભસ્મસાત્ થાય છે. જેના પરિણામે તે જન્મ–મરણના ફેરામાંથી મુક્ત થઈ જાય છે. વળી, આ ત્રીજા તત્ત્વનું–પુરુષોત્તમ પરમાત્માનું–જ્ઞાન થવાથી જીવાત્મામાં ભક્તિ પાંગરે છે; તે આ જ્ઞાનનું સુફળ છે. [સર્વોચ્ચ પરમાત્માના જ્ઞાન થકી ભક્તિ કેવી રીતે પાંગરે છે ? તે મુદ્દો પણ અહીં સમજવા જેવો છે : ગીતાએ અક્ષરપુરુષ (જીવાત્મા) અને પરમાત્મા વચ્ચે અંશાંશીભાવ[૧૭] માન્યો છે.

૧૭. आकाशमेकं हि यथा घटादिषु पृथक् पृथक् ।
तथात्मैको ह्यनेकश्च जलाधारेष्विवांशुमान् ॥ (याज्ञ० ३–१४४)

બૃહદ્ આકાશ એક જ છે, પણ ઘડામાં રહેલું આકાશ (= પોલાણ) અને મઠમાં રહેલું આકાશ જુદા જુદા આકારનું છે. ઘડો ફુટી જાય પછી, તેમાં રહેલું આકાશ બૃહદાકાશમાં ભળી જાય છે. અર્થાત્ બન્ને એકાકાર થઈ જાય છે. અથવા સૂર્યબિંબનું પ્રતિબિંબ જુદા જુદા જળાશયોમાં પડે તો તે સૂર્યો અનેક છે એવો ભાસ ઊભો કરે છે. તેમ પરમાત્મા એક જ છે, પણ તેના અનેક અંશો રૂપે અનેક જીવાત્માઓ પ્રકટે છે. જીવાત્મા–પરમાત્મા વચ્ચેના આવા ઉપરછલ્લા ભેદનું વર્ણન અન્ય વેદાન્તના ગ્રન્થોમાં છે. પરંતુ ગીતામાં પરમાત્મા–જીવાત્મા વચ્ચેનો જે અંશ–અંશીભાવ છે તે કયા પ્રકારનો છે ? એ બહુ સ્પષ્ટ રીતે કહેવાયું નથી.

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः । (૧૫–૭). આથી સ્વાભાવિક છે કે અંશભૂત જીવાત્માને, એ જેમાંથી છુટો પડ્યો છે તે અંશી સ્વરૂપ પરમાત્મામાં ભળવાની ઇચ્છા રહે જ. જીવાત્માને પોતાના મૂળ અખંડ સ્વરૂપને મળવાનો જે સહજ અનુરાગ, તે જ ભક્તિને જન્માવવામાં કારણભૂત બને છે. અર્જુનને પણ આ જ થયું છે. સૃષ્ટિના કેટલાક દિવ્ય અને ભવ્ય પદાર્થોમાં પ્રકટેલા પરમાત્માને 'વિભૂતિયોગ' દ્વારા જાણીને, તેને પૂર્ણ પરમાત્માના સાક્ષાત્ દર્શન કરવાની ઇચ્છા થઈ છે. જીવાત્માનું પરમાત્મા તરફનું આ આકર્ષણ 'ભક્તિ'ને જન્માવે છે. જે પરમાત્મા અને જીવાત્મા વચ્ચે ઉપાસ્ય-ઉપાસકભાવ (સંબંધ) ઊભો કરે છે.] પરમાત્મા પ્રત્યેની આ ભક્તિના માર્ગે સંચર્યા પછી જીવાત્માનો પરમાત્માની સાથે તાદાત્મ્ય સંબંધ બંધાય છે; એકત્વ સધાય છે. જ્ઞાનનિષ્ઠ ભક્તિ થકી પરમાત્મા અને જીવાત્માની વચ્ચેનો અંશાંશીભાવ લુપ્ત થતાં—બીજા શબ્દોમાં કહીએ તો, ઘટાકાશ, મઠાકાશ રૂપ જીવાત્માઓ મહાકાશ રૂપ પરમાત્મામાં ભળી જતાં—મોક્ષ સધાય છે : यद् गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ (૧૫–૬) "જ્યાં જઈને, પાછા ફરવાનું રહેતું નથી, તે મારું (પરમાત્માનું) પરમ ધામ છે."

ઉપર ત્રિકોણાકૃતિમાં બે પુરુષો (= ક્ષરપ્રકૃતિ અને અક્ષર પુરુષ)ની પણ ઉપર 'ઉત્તમ' પુરુષ રૂપે રહેલા જે 'પરમાત્મા'ને

સર્વોચ્ચ સ્થાને દર્શાવ્યા છે, તે પરમાત્માનું આવું સ્વરૂપ ગીતામાં બે-ત્રણ જગ્યાએ વર્ણવાયું છે. (૧) ગીતાના ૧૫મા અધ્યાયમાં આ ત્રીજા સર્વોચ્ચ તત્ત્વનું સ્પષ્ટ શબ્દોમાં નિરૂપણ છે :

द्वाविमौ पुरुषौ लोके **क्षरश्चाक्षर** एव च ।
क्षरः सर्वाणि भूतानि, कूटस्थोऽक्षर उच्यते ॥ १५–१६

उत्तमः पुरुषस्त्वन्यः **परमात्मेत्युदाहृतः** ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १५–१७

यस्मात् क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः **पुरुषोत्तमः** ॥ १५–१८

સાંખ્યદર્શને ત્રિગુણાત્મિકા પ્રકૃતિ અને ચૈતન્યસ્વરૂપ પુરુષ = જીવાત્મા(ઓ)–એ બેને અંતિમ તત્ત્વો રૂપે સ્વીકાર્યા હતા. (આ બે તત્ત્વોના વિવેકજ્ઞાનને જ સાંખ્યશાસ્ત્રે મોક્ષનું સાધન કહ્યું હતું.) પરંતુ ગીતાએ તે બે (તત્ત્વો)ને સ્વીકારવાની સાથે અને એમના વિવેકજ્ઞાનની આવશ્યકતા પણ કહેવાની સાથે, તેમને ગૌણ બનાવીને તે બેની ઉપર પરમાત્માને એક ત્રીજા તત્ત્વ રૂપે સ્થાપ્યું છે અને તેને 'ક્ષરપુરુષ' અને 'અક્ષરપુરુષ'થી વધુ ઉત્તમ પુરુષ (પુરુષોત્તમ) કહેલ છે.

(૨) આ વાત 'જ્ઞાન–વિજ્ઞાનયોગ' નામના ૭મા અધ્યાયમાં પણ કહેવાઈ છે. જેમ કે, (સાંખ્યદર્શને ૨૪ તત્ત્વો ગણાવીને જે 'પ્રકૃતિ'નું વર્ણન કર્યું છે, તેને જ ગીતાએ આઠ તત્ત્વોમાં

સમાવી લઈને, તેને 'અપરા–પ્રકૃતિ' કહી છે : પૃથિવી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ – એ પાંચ મહાભૂતો અને મન, બુદ્ધિ તથા અહંકાર એમ કુલ આઠ તત્ત્વોની બનેલી અષ્ટધા પ્રકૃતિ તે 'અપરા–પ્રકૃતિ' છે. આનાથી જુદી તે જીવાત્મા સ્વરૂપ પ્રકૃતિ છે, તેને 'પરાપ્રકૃતિ' કહી છે. (૭–૪, ૫). આટલું કહ્યા પછી, ત્યાં પરમાત્માએ કહ્યું છે કે –

अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ७–६

मत्तः परतरं नान्यत् किञ्चिदस्ति धनञ्जयः ।

मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७–७

"હું આ સકળ જગત્નું ઉત્પત્તિસ્થાન છું અને પ્રલયસ્થાન પણ છું. હે ધનંજય ! મારાથી જુદું કે મારાથી ઉત્કૃષ્ટ એવું બીજું કશુંય નથી. જેમ એક દોરામાં બધા મણકા પરોવાયેલા હોય તેમ આ બધું જ (=અષ્ટધા પ્રકૃતિ અને પરાપ્રકૃતિ રૂપ બધાં જીવાત્માઓ) મારામાં પરોવાયેલું છે." આમ, આ શ્લોકોમાં પણ ક્ષરપ્રકૃતિ અને અક્ષરપુરુષની ઉપર એક સર્વોચ્ચ પરમાત્મા રહેલા છે તે વાત જ કહેવાઈ છે. ૭–૧૩માં કહ્યું છે કે ક્ષરપ્રકૃતિના ત્રણ ગુણોથી મોહિત થયેલું આ જગત્ મને (= પરમાત્માને) આ બધાથી ઉપર અવિનાશી ત્રીજા તત્ત્વ રૂપે રહેલાને ઓળખતું નથી. (૩) આ જ વાત, ત્રીજી એક વખત ૯મા અધ્યાયના ૪ થી ૧૧ શ્લોકોમાં પણ કહેવાઈ છે. ત્યાં પણ પરમાત્માએ કહ્યું છે કે મારી 'અધ્યક્ષતા'માં જ આ પ્રકૃતિ

સચરાચર જગત્‌નું નિર્માણ કરે છે. વળી, ગીતા આ સર્વોચ્ચ પરમાત્માની ઓળખ આપતાં કહે છે કે –

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजम् अव्ययम् ॥ (९–१८)

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सद् असद् च अहम् अर्जुन ॥ ९–१९

"હું (પરમાત્મા) આ જગત્‌ની ગતિ છું. ભરણપોષણ કરનાર, માલિક, સાક્ષી, નિવાસસ્થાન, શરણ અને મિત્ર પણ હું જ છું. હું સૌનું ઉત્પત્તિ અને વિનાશ સ્થાન છું. હું જ આશ્રયસ્થાન, બીજ અને અવિનાશી છું. વર્ષભર સૂર્ય રૂપે તપીને જળનું શોષણ કરનાર અને વરસાદ રૂપે જળ વર્ષાવનાર પણ હું છું. મૃત્યુ અને અમૃત પણ હું છું. તથા હે અર્જુન ! સત્ (જીવાત્માઓ) અને અસત્ (અપરા પ્રકૃતિ) પણ હું જ છું." આમ ગીતામાં, એક ત્રીજા પુરુષોત્તમ તત્ત્વનું અનેક જગ્યાએ જુદી જુદી રીતે વર્ણન મળે છે. દશમા અધ્યાયના આરંભે શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે કે –

यो माम् अजम् अनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असम्मूढः स मर्त्येषु, सर्वपापैः प्रमुच्यते ॥ १०–३

"જે મને અજન્મા, અનાદિ અને આ સકળ લોકના મહેશ્વર (સર્વોચ્ચ પરમાત્મા) રૂપે જાણે છે, તે વ્યક્તિ જ બીજા પામર મનુષ્યોમાંથી અસમ્મૂઢ (= જ્ઞાની) છે અને તેવો જ્ઞાની

જ બધાં પાપોમાંથી[18] (= કર્મબંધનોમાંથી) પૂરેપૂરો છુટી જાય છે." ગીતાએ જે જ્ઞાન (રૂપી અગ્નિ)થી સઘળાં કર્મબંધનો બળી જાય છે તેવી વાત કરી છે, તે જ્ઞાનના ત્રીજા પગથિયે રહેલા આ 'પરમાત્મ તત્ત્વ'ની જાણકારી અને ભક્તિના માર્ગે તેની અનુભૂતિની આવશ્યકતા કહેવાઈ છે :—

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥ १०–८
तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन माम् उपयान्ति ते ॥ १०–१०
तेषामेवानुकम्पार्थम् अहम् अज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ १०–११

* * * * *

અર્જુને જ્યારે શ્રીકૃષ્ણના મુખે સાંભળ્યું કે પ્રકૃતિ અને પુરુષ એવા બે તત્ત્વોની ઉપર એક ત્રીજા પુરુષોત્તમ રૂપે

---

૧૮. અહીં વ્યાકરણના નિયમ મુજબ √मुच् मोचने (= प्रमुच्यते) 'છુટી જાય છે' તેવા ક્રિયાપદની સાથે જેમાંથી છુટા પડવાની વાત હોય, તે પદાર્થ વાચક શબ્દને પંચમી વિભક્તિમાં મૂકવો જોઈએ. એટલે કે सर्वपापैः એવા તૃતીયાન્ત પ્રયોગને બદલે, सर्वपापेभ्यः એવો પંચમ્યન્ત પ્રયોગ હોવો જોઈએ. પણ રામાયણ અને મહાભારતમાં આવા કેટલાક (=વ્યાકરણ સમ્મત નહીં તેવા) પ્રયોગો પણ ક્યારેક જોવા મળે છે. તેમને 'આર્ષ' પ્રયોગ ગણીને ચલાવી લેવામાં આવે છે.

'પરમાત્મા' રહેલા છે અને આ પરમાત્મામાંથી જ સકળ સૃષ્ટિ ઊભી થઈ છે. પરમાત્મા જ સકળ સૃષ્ટિને વીંટળાઈને રહેલા છે અને છતાંય તેને અતિક્રમીને પણ રહેલા છે ત્યારે એને કણકણમાં વ્યાપેલા એ પરમાત્માને ઓળખવાની ઇચ્છા થાય છે. આથી શ્રીકૃષ્ણ અર્જુનને વિભૂતિયોગ (અધ્યાય–૧૦) સંભળાવે છે. દા.ત. મૂર્ત (સ્થૂળ) સૃષ્ટિમાં પ્રકટ થયેલા પરમાત્માને જોવા હોય તો જળાશયોમાં જે સાગર છે અને પર્વતોમાં જે હિમાલય છે તે પરમાત્માનું પ્રકટ રૂપ છે. અમૂર્ત (સૂક્ષ્મ) સૃષ્ટિમાં અનુભવાતા પરમાત્મા સમજવા હોય તો બધા પ્રાણીઓના શરીરમાં રહેલું જે ચૈતન્ય (આત્મા) છે; અથવા જે જન્મની ક્રિયા અને મૃત્યુની સ્થિતિ છે, તથા જ્ઞાનીઓમાં રહેલું જે જ્ઞાન છે તે પરમાત્માનું જ સૂક્ષ્મ રૂપ છે. પૌરાણિક અને ઐતિહાસિક પાત્રોના માધ્યમથી જો પરમાત્માને જોવા હોય તો ગીતાકાર કહે છે કે દૈત્યોમાં પ્રહ્લાદ હું છું; અને શસ્ત્રધારીઓમાં શ્રીરામ હું છું વગેરે. આમ સામાન્યમાં સામાન્ય માણસને માટે પરમાત્મ તત્ત્વને સમજવાની, પામવાની ચાવી આ વિભૂતિયોગમાં મૂકી છે.

* * * * *

ભગવાને જીવો ઉપર અનુકમ્પા કરવા જે 'વિભૂતિયોગ' સંભળાવ્યો છે, તેનાથી અર્જુનની જિજ્ઞાસા તો બહુ વધી ગઈ. એને સૃષ્ટિમાં વિલસી રહેલા ઈશ્વરને દિવ્ય અને ભવ્ય પદાર્થોમાં જ પરોક્ષ રૂપે જોવા કરતાં, પ્રત્યક્ષ રૂપે જ જોવાની ઇચ્છા થઈ.

પરમાત્માએ પોતાનું વિરાટ વિશ્વરૂપ બતાવીને તે ઇચ્છા પૂરી પણ કરી. અર્જુનના નિમિત્તે અને ગીતાના માધ્યમથી આપણને પરમાત્માનું આ જે સ્વરૂપ વાંચવા–વિચારવા–મળે છે તે પણ ઇશ્વરનો મોટો અનુગ્રહ છે. પામર મનુષ્યની સંકુચિત અને મર્યાદિત દૃષ્ટિને વિકસાવીને, એક વ્યાપક દૃષ્ટિએ તે (માણસ)ને વિચાર કરતો કરીને, અસીમ પરમાત્માની ઝાંખી કરાવવાનો ગીતાકારનો આ ઉપક્રમ છે. કાળતત્ત્વ રૂપે પરમાત્મા જ આ સકળ સૃષ્ટિનું સંચાલન કરી રહ્યો છે; અને આપણે ભગવાનના નિમિત્તભૂત સાધન જ બનવાનું છે એવું દર્શન લાધે પછી તો, "આ કર્મો હું કરું છું" એવો અહંભાવ કોઈ રીતે ટકી શકે એમ છે જ નહીં. અને અહંભાવની ગેરહાજરીમાં કર્મબંધન ટકી રહેવાના જ નથી એ પણ સુનિશ્ચિત છે. જ્ઞાનની આ તાકાત છે. તેથી ગીતાએ વર્ણવેલાં આ ત્રણ તત્ત્વોનું જ્ઞાન કર્મોને–કર્મબંધનોને–ભસ્મસાત્ કરી દે છે એ વાત હવે નિઃશંક બની જાય છે.

* * * * *

ક્ષરપ્રકૃતિ, અક્ષરપુરુષ અને પરમાત્મા–એ ત્રણ તત્ત્વોનાં જ્ઞાન પછી જેનાં કર્મબંધનો બળી ગયાં હોય તેવી 'સિદ્ધ' વ્યક્તિનું વર્તન (સંસારમાં પ્રવર્તન) કેવું હોય ? તેની ઓળખ આપતાં ત્રણ વર્ણનો પણ ગીતાકારે મૂક્યાં છે : ત્રિગુણાત્મિકા પ્રકૃતિથી જ સૃષ્ટિનાં કર્મો થાય છે; તે કર્મો જીવાત્માનાં હોતાં નથી. તથા ચેતન અક્ષર પુરુષ, (જડ) પ્રકૃતિથી સાવ જુદો

છે એવું જેને જ્ઞાન થઈ ગયું હોય છે તે વ્યક્તિને 'ત્રિગુણાતીત' કહે છે. તેનું વર્ણન ૧૩–૭ થી ૧૧માં મળે છે. અક્ષરપુરુષ અર્થાત્ જીવાત્મા તો નિત્ય, અવિનાશી અને અવિકારી હોય છે એવું જેને જ્ઞાન થઈ જાય છે, તે દેહાત્મભાવથી મુક્ત થઈ જાય છે અને તેને કોઈના પ્રત્યે શોક–મોહ રહેતાં નથી. આવી વ્યક્તિને 'સ્થિતપ્રજ્ઞ' કહે છે. તેનું વર્ણન ૨–૫૫ થી ૭૨માં જોવા મળે છે અને જે જીવાત્માને પરમાત્માનું દર્શન થઈ જાય છે તે પોતાને પરમાત્માનું નિમિત્તભૂત સાધન સમજીને જીવવા લાગે છે; તથા પોતાની અને પરમાત્માની વચ્ચે અંશાંશીભાવ છે એમ સમજાઈ જતાં, તે અંશી સ્વરૂપ પરમાત્મા તરફ સહજ આકર્ષાય છે અને ભગવાનનો 'ભક્ત' બની જાય છે. આ ભક્તનાં લક્ષણો ૧૨–૧૩ થી ૨૦માં નિરૂપાયેલાં છે.

* * * * *

અહીં (પ્રસ્તુત ૮મા મુદ્દામાં) "જન્મ જન્માન્તરથી લાગેલાં કર્મબંધનમાંથી મુક્તિ કેવી રીતે મળે છે?" એ બીજા પ્રશ્નની છણાવટ પૂરી થાય છે.

## ૯

અત્યાર સુધીની ચર્ચામાં, (૧) 'કર્મ' શું છે ? અને કર્મબંધન કેવી રીતે લાગે છે ? તથા (૨) કર્મબંધનમાંથી છુટકારો મેળવવાનો શો ઉપાય છે ? એ બે પ્રશ્નોની વિચારણા રજૂ કરી છે. પરંતુ આ બન્ને પ્રશ્નોની વાત તો આનુષંગિક રીતે કરવી પડી છે. ભગવદ્ગીતાનો મુખ્ય પ્રશ્ન તો ત્રીજો જ છે અને તે છે : કર્મ કરવા છતાંય કર્મબંધનનો અભાવ કેવી

રીતે રહે ??? (અર્થાત્ ભગવદ્‌ગીતામાં નિરૂપિત 'કર્મયોગ'નું સ્વરૂપ કેવું છે ?)

*     *     *     *     *

ભૂતકાળમાં કે પૂર્વજન્મમાં કરેલાં કર્મો અને તેનાથી લાગેલાં કર્મબંધનો બાળી નાખવા માટે જે જ્ઞાન રૂપી અગ્નિની જરૂર છે, તે જ્ઞાનનું સ્વરૂપ (મુદ્દા નં. ૮માં) વિસ્તારથી ચર્ચ્યું છે. શ્રીકૃષ્ણે ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते तथा । (૪–૩૭) એમ ચોખ્ખું કહ્યું જ છે. તેથી જ્ઞાનમાં એ તાકાત છે જ કે જીવાત્માને લાગેલાં કર્મબંધનો તે બાળી મૂકે છે. પણ એનો અર્થ એવો નથી કે તેવા જ્ઞાની વ્યક્તિનું તરત મૃત્યુ થઈ જાય. કાલ–પુરુષની ઇચ્છા વગર કોઈ મરી શકતું ય નથી. તેથી (જીવનના આરંભથી જ અથવા જ્ઞાન થઈ ગયા પછી અવશિષ્ટ જીવનમાં) તે કાલના 'નિમિત્ત' બનીને, શ્રીકૃષ્ણે પ્રબોધેલો 'કર્મયોગ' તો કરવાનો પ્રાપ્ત થાય છે જ.

सर्वकर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते । (૪–૩૩) ''હે પાર્થ ! જ્ઞાનની અંદર (= જ્ઞાન થાય એ સ્થિતિમાં) સઘળાં કર્મો પરિસમાપ્ત થાય છે.'' એ વાક્યનો અર્થ કેટલાક ટીકાકારોએ એવો કર્યો છે કે જ્ઞાની વ્યક્તિને ''નૈષ્કર્મ્ય''ની પ્રાપ્તિ થાય છે.[૧૯]

---

૧૯. यत्र ज्ञाने पुंसः कर्तव्यं श्रौतं स्मार्तं लौकिकं यच्च यावच्च तत् सर्वं कर्माखिलं खिलः शेष स न विद्यते, यत्र यदखिलं निःशेषं परिसमाप्यते समापितं भवति ॥–शङ्करानन्दकृत–'तात्पर्यबोधिनी' । –*श्रीमद्भगवद्गीता ( अष्टटीकोपेता )*–प्रथमो भागः, सं. शास्त्री जीवराम लल्लूराम, परिमल पब्लीकेशन्स, दिल्ली, २००१, पृ. ३६६.

અર્થાત્ તેણે કોઈ કર્મ કરવાનાં રહેતાં નથી. તેણે કર્મત્યાગ કરી દેવાનો હોય છે. પરંતુ શ્રી બા. ગં. તિલક કહે છે તેમ આપણે વિચારવા જેવો પ્રશ્ન તો એ છે જ કે શું અર્જુને ગીતાશ્રવણ પછી–એટલે કે જ્ઞાનોપદેશ મેળવી લીધા પછી–કર્મોનો ત્યાગ કરી દીધો હતો ? (કુરુક્ષેત્રનું મેદાન છોડીને તે સંન્યાસી થઈ ગયો હતો કે રણસંગ્રામમાં ઉતર્યો હતો ?) ગીતાનો ઉપક્રમ અને ઉપસંહાર જોતાં જણાય છે[૨૦] કે ગીતાએ મૂળભૂત પ્રશ્ન તો એ જ છેડ્યો છે કે (યુદ્ધ) કર્મ કરવું કે નહીં ? તથા એ પ્રશ્નના સમાધાન રૂપે કહેવાયેલી ગીતા સાંભળ્યા પછી, અર્જુને શું કર્યું હતું ? તો જવાબ એ જ છે કે અર્જુન કર્મ કરવા જ ઉદ્યત થયો હતો : करिष्ये वचनं तव । (૧૮–૭૩) "હે શ્રીકૃષ્ણ ! તમારા કહ્યા મુજબ હું યુદ્ધકર્મ કરીશ." આમ ગીતાનો આરંભ અને અંત જોતાં 'કર્મોનો ત્યાગ કરી દેવો' એવો ઉપદેશ તો શ્રીકૃષ્ણના શબ્દોમાંથી નીકળતો નથી. કેટલાક ટીકાકારોએ 'परिसमाप्यते' નો "(કર્મો) પૂરાં થઈ જાય છે" અર્થાત્ 'કર્મો કરવાનાં રહેતાં

---

૨૦. जिस टीकाकारको देखो, वही गीता के आद्यन्त के उपक्रम–उपसंहार तथा फल पर ध्यान न देकर निवृत्ति दृष्टि से इस बात का विचार करने में ही निमग्न दीख पडता है, कि गीता का ब्रह्मज्ञान या भक्ति अपने ही संप्रदाय के कैसे अनुकूल है। मानों ज्ञान और भक्ति का कर्म से नित्य संबंध बतलाना एक बड़ा भारी पाप है ॥ – श्रीमद्भगवद्गीतारहस्य अथवा कर्मयोगशास्त्र, ले. लो. बाल गंगाधर तिलक, अनु० माधवराव सप्रे, (२६वाँ संस्करण), तिलक मंदिर, पूणे–३०, (१९९७), पृ. २७.

નથી.' એવો રૂઢ અર્થ કર્યો છે. પરંતુ परि + सम् + $\sqrt{}$ आप् (મેળવવું) ધાતુનો પ્રાથમિક (= વ્યાકરણિક) અર્થ તો "((જ્ઞાન થઈ જતાં)) (કર્મો) ચારે તરફથી (કરવાનાં) પ્રાપ્ત થાય છે." એવો (પણ) નીકળે જ છે !!! તેથી પરમાત્મ તત્ત્વનું જ્ઞાન થતાં જેમ જીવાત્મામાં ભક્તિ પાંગરે છે, તેમ (જ્ઞાનીને માટે) કર્મયોગ કરવાનો પણ પ્રાપ્ત થાય છે જ એ નિર્વિવાદ વાત છે.[૨૧]

અત્યાર સુધીમાં આપણે એ જોઈ ગયા છીએ કે એક તરફ, કર્મ કરવું અનિવાર્ય છે અને બીજી તરફ, કોઈપણ કર્મબંધન ઊભું કરે જ છે (કર્મ હંમેશા સદોષ જ હોય છે) – તો હવે વિચારવાનું એ જ બાકી રહે છે કે એવા કયા અભિગમથી કર્મ

---

૨૧. ચોથા અધ્યાયમાં શ્લોક ૩૩ થી ૪૨ સુધીમાં 'જ્ઞાન'નો જે મહિમા વર્ણવ્યો છે, તે ઝીણી વિગતે તપાસવા જેવો છે. ત્યાં એકવાર (૪–૩૬) જ્ઞાનને 'હોડી' કહી છે, જેનાથી **કરેલાં** પાપો (રૂપી સમુદ્ર)ને તરી જવાની વાત છે. બીજીવાર (૪–૩૭)માં જ્ઞાનને 'અગ્નિ' કહ્યો છે, જેનાથી **(કરેલાં)** કર્મો(નાં બંધનો) ભસ્મીભૂત થવાની વાત છે. ત્રીજીવાર (૪–૪૨) જ્ઞાનને 'તલવાર' કહી છે, જેનાથી 'કર્મ કરવું કે નહીં ?' તેવા **સંશયને** કાપી નાખવાની વાત છે. એ જ પ્રમાણે, 'અક્ષરપુરુષ' (જીવાત્મા) અને 'પરમાત્મા'નું જ્ઞાન મેળવી લીધા પછી તને (અર્જુનને) ફરીથી આવો **મોહ** થશે નહીં એમ (૪–૩૫) કહેવાયું છે. આમ પૂર્વાપર સંદર્ભ જોતાં, અને હોડી, તલવાર, અગ્નિ જેવાં ઉપમાનો જોતાં ક્યાંય 'જ્ઞાન થવાથી કર્મો છોડી દેવાનાં છે' એવું પ્રકટ કે અપ્રકટ રૂપે કહેવાયું નથી.

કર્યું હોય તો તે બંધનકર્તા ના બને. ટૂંકમાં, કર્મબંધનનો અભાવ કેવી રીતે રહે ? એનો માર્ગ બતાવવો તે ગીતાનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય છે.

* * * * *

ગીતાકારને માટે કર્મયોગનું નિરૂપણ તે પ્રધાન મુદ્દો છે અને આનુષંગિક રીતે તેમાં "કર્મવાદ"નું નિરૂપણ આવી પડ્યું છે. પણ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં 'કર્મયોગ'ની આસપાસ (અથવા સાથોસાથ) 'કર્મવાદ'ની પણ ઘણી વિસ્તૃત અને વ્યાપક ચર્ચાઓ પથરાયેલી છે; તેથી ગીતાનો મુખ્ય સંદેશ સમજવામાં વારંવાર મુંઝવણ થાય છે. આથી સૌથી પહેલાં તો 'કર્મયોગ' અને 'કર્મવાદ'નો તફાવત ધ્યાનથી સમજી લેવાની જરૂર છે :—

'કર્મયોગ' અને 'કર્મવાદ' એ બેમાં નીચે મુજબનો તફાવત રહેલો છે : (૧) 'કર્મ' કોને કહેવાય ? (૨) કર્મબંધન કેવી રીતે લાગે છે ? (૩) જન્મજન્માન્તરથી લાગેલાં કર્મબંધનોમાંથી મુક્તિ કેવી રીતે મળી શકે ? એ ત્રણ પ્રશ્નોની સાથે સંકળાયેલી સઘળી ચર્ચાને (ગીતાનો) 'કર્મવાદ' કહેવાય છે. તેમાં આ જન્મે કરેલાં સુકૃતથી જન્મેલાં કર્મબંધનો થકી શ્રીમંતો કે યોગિઓના ઘરમાં પુનર્જન્મ થવો, કે સ્વર્ગાદિ લોક મળવાં; અને દુષ્કૃતજનિત કર્મબંધનોથી અશુભ નરક, અથવા તો દુઃખદાયી પાપયોનિઓમાં જન્મ મળવો—એવી બધી માન્યતાઓનું નિરૂપણ સમાવિષ્ટ થાય છે. [એ જ પ્રમાણે, 'કર્મો'ને ઉત્પન્ન કરનારી ત્રિગુણાત્મિકા ક્ષરપ્રકૃતિ અને અહંકારને કારણે કર્મબંધનમાં સપડાતા અક્ષર પુરુષ (જીવાત્મા)ને લગતી સાંખ્યદર્શનોક્ત ફિલસૂફી; તથા તે બેની ઉપર

સર્વોચ્ચ સ્થાને રહેલા પુરુષોત્તમ પરમાત્મ તત્ત્વની નવી અવધારણા—એ બધું ગીતાની 'જ્ઞાનમીમાંસા' રૂપે પ્રસ્તુત થયું છે.] પરંતુ કર્મ કરવા છતાંય, કયા દૃષ્ટિકોણથી (કે કેવા અભિગમથી) એ કર્મો કરીએ તો ય આપણને (જીવાત્માને) કર્મબંધનો લાગે નહીં ? તે પ્રશ્નના નિરૂપણને ''કર્મયોગ'' કહે છે.

* * * * *

ભગવદ્‌ગીતાના આરંભે (બીજા અધ્યાયમાં) આત્માની અમરતા પ્રબોધવાની સાથે જ, શ્રીકૃષ્ણે પોતાને અભિમત એવા 'કર્મયોગ'નું નિરૂપણ શરૂ કર્યું છે. અર્જુનનો મૂળભૂત પ્રશ્ન એ છે કે ઘોર હિંસા ભર્યું યુદ્ધકર્મ કરીશ તો મને કર્મબંધન નહીં લાગે ? આ પ્રશ્નના સમાધાન રૂપે શ્રીકૃષ્ણે કઈ કઈ રીતે, અથવા કયું કર્મ કર્યું હોય તો કર્મબંધન લાગે નહીં—એનું નિરૂપણ કરવા માટે ત્રણેક મુદ્દાઓ કહ્યા છે :—

## (क)

સ્વધર્મ—પ્રાપ્ત કર્મ કરવાથી કર્મબંધન લાગતું નથી. જેમ કે, અર્જુન 'ક્ષત્રિય' તરીકે જન્મ્યો છે. આથી તેનો એ સ્વધર્મ છે કે યુદ્ધમાંથી પલાયન ના કરવું.[૨૨] કોઈ ક્ષત્રિય રાજ્યવિસ્તારની

---

૨૨. चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः । (૪—૧૩) એ પંક્તિ મુજબ પ્રકૃતિના ત્રણ ગુણો અને અર્જુનના પૂર્વજન્મનાં કર્મો અનુસાર અર્જુનને ક્ષત્રિયવંશમાં જન્મ મળ્યો છે. આથી તેનું સ્વભાવજનિત કર્મ તે શૌર્ય, તેજ, ક્ષમા, દાન અને યુદ્ધમાંથી અપલાયન થવું (૧૮/૪૩) વગેરે છે.

લાલસા (રાગ)થી કે શત્રુતાથી (દ્વેષથી) પ્રેરાઈને યુદ્ધ કરે, અને તેમાં નિર્દોષોની હત્યા કરે તો ચોક્કસ તેવું યુદ્ધકર્મ તેને કર્મબંધનમાં નાખી દે. પરંતુ અર્જુનને પક્ષે વાત સાવ જુદી છે. તેને માટે આ યુદ્ધ સામેથી આવી પડ્યું છે. પોતાના હકનું રાજ્ય કોઈકે પડાવી લીધું છે, શ્રીકૃષ્ણ જેવા દૂતે કરેલા સમાધાનના પ્રયત્નો નિષ્ફળ ગયા છે; અને દુર્યોધન, દુઃશાસન, કર્ણ, શકુનિ જેવા આતતાયીઓએ નિર્દોષ, અસહાય એવી દ્રૌપદીનું વસ્ત્રાહરણ કરવા જેવું અસામાજિક દુષ્કૃત્ય પણ કર્યું છે. તે પછી આવી મળેલું આ યુદ્ધ, કૃષ્ણના મતે, 'ધર્મયુદ્ધ' છે. તેમાંથી જો અર્જુન પલાયન કરી જાય તો આવા યુદ્ધકર્મનો ત્યાગ તેને કર્મબંધન (= પાપ)માં નાંખી દે એવું છે.

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापम् अवाप्स्यसि ॥ २–३३

માટે ગીતાકારનો મત છે કે આવું યુદ્ધ તો અર્જુને કરવું જ. "હું જીતીશ કે નહીં ?" એવો વિચાર પણ તેણે ત્યજી દેવાનો છે. એટલે કે આ યુદ્ધકર્મ કરતી વખતે તેના ફળ તરફ તેણે ધ્યાન આપવાનું નથી. સિદ્ધિ–અસિદ્ધિ, લાભ–અલાભ કે જય–પરાજય રૂપ કોઈપણ કર્મફળની આશા, અપેક્ષા કે આકાંક્ષા રાખ્યા વિના–ફલાસકિત ત્યજીને–તેણે જો સ્વધર્મપ્રાપ્ત કર્મ કર્યું હશે તો તેવું કર્મ બંધનકર્તા નહીં બને. શ્રીકૃષ્ણે દર્શાવેલા 'કર્મયોગ'નું આ પ્રથમ સોપાન છે. (૨–૩૧ થી ૩૩).

(ख)

ઈશાવાસ્ય–ઉપનિષદ્ માંથી પ્રેરણા લઈને, ગીતાકારે 'કર્મયોગ'ની ચતુઃસૂત્રી રૂપે જે કેન્દ્રવર્તી શ્લોક ઉચ્ચાર્યો છે, તે આ પ્રમાણે છે :–

कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूः, मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥ (૨–૪૭)

"હે અર્જુન ! તારો કર્મ કરવા પૂરતો જ અધિકાર છે; તે (કર્મનાં) ફળની અંદર તો, ક્યારેય (તારો અધિકાર) નથી. આથી તું કર્મફળ મેળવવાના પ્રયોજન વગરનો થઈ જા. પણ વળી, એથી તું અકર્મમાં (=કર્મત્યાગમાં) આસક્તિ રાખનારો પણ ના બની જઈશ." શ્રીકૃષ્ણ અર્જુનને અહીં સ્પષ્ટ શબ્દોમાં કહી રહ્યા છે કે – તું કર્મો કર, પણ ફલાશા છોડી દે. તથા 'કર્મ કરવા છતાંય જો મારે ફલાશા છોડી દેવાની જ હોય તો, હું કર્મ જ શા માટે કરું ?" – એવું વિચારીને, તારે (અર્જુને) કર્મનો પણ ત્યાગ કરી દેવાનો નથી. અર્થાત્ કર્મો તો કરવાનાં જ છે અને છતાંય ફલાશા રાખવાની નથી જ. આ રીતે અનાસક્તભાવે કરેલાં કર્મો જ કર્મબંધનનો અભાવ જન્માવે છે. આમ "કર્મનો ત્યાગ નહીં, પણ ફલાસકિતનો ત્યાગ"– એ શ્રીકૃષ્ણના 'કર્મયોગ'નું ટૂંકું અને સ્પષ્ટ અર્થઘટન થયું કહેવાય. પણ આવા કર્મયોગની આગળ અને પાછળ બીજા એક–એક માનસિક અભિગમો ઉમેરવા જરૂરી છે. 'ફલાસક્તિનો ત્યાગ' એ કર્મયોગનો જો કેન્દ્રવર્તી વિચાર હોય તો, પહેલાં

એ વિચારવું પડે કે એ ફલાસક્તિ છુટે કેવી રીતે ? તો અગાઉ કહી ચૂક્યા છીએ કે સૃષ્ટિમાં થતાં સઘળાં કર્મો તો ત્રિગુણાત્મિકા પ્રકૃતિ જ જીવાત્મા પાસે કરાવે છે. પણ અહંકારથી પ્રેરાઈને જીવાત્મા 'આ કર્મો હું કરું છું' એમ માને છે; તેથી તેને આ કર્મ મેં કર્યું, માટે મને તેનું ફળ મળશે કે ફળ મળવું જોઈએ– એવી આશા અને અપેક્ષા જન્મે છે. આ આશા અને આકાંક્ષા કે અપેક્ષામાંથી તેને તે કર્મફળને વિશે આસક્તિ બંધાતી જાય છે. આથી ફલાસકિતનો ત્યાગ કરવા માટે, પહેલાં 'આ કર્મ હું કરું છું' એવા અહંભાવ ને ત્યજવાની જરૂર છે.

કર્મ કરતાં **પહેલાં** જો અહંભાવ ત્યજ્યો હશે, પ્રકૃતિના ગુણો જ કર્મો કરે છે, કરાવે છે—એમ માન્યું હશે તો (અહંકારની ગેરહાજરીમાં) તેના ફળ મેળવવાની ઈચ્છા, આકાંક્ષા જ નહીં જન્મે; અને એ રીતે ''ફલાસક્તિનો ત્યાગ'' જેવો કેન્દ્રવર્તી મુદ્દો સાધી શકાશે. ત્યાર પછી, ગીતા કહે છે કે જે કર્મ કરો તે ઈશ્વરને સમર્પણ કરી દો :

यद् करोषि यद् अश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत् तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ (९–२७)

હું ઈશ્વરનો પ્રતિનિધિ બનીને, ઈશ્વરને માટે કર્મ કરું છું; તેથી આ કર્મ હું ઈશ્વરને અર્પણ કરું છું—એમ માનો એટલે શ્રીકૃષ્ણનો 'કર્મયોગ' પૂરેપૂરો સધાયો એમ જાણવું.

આમ શ્રીકૃષ્ણના 'કર્મયોગ'માં ક્રમશઃ ત્રણ મુદ્દાઓ ધ્યાનાસ્પદ બને છે : (૧) અહંકારનો (= કર્તાપણાનો) ત્યાગ,

(૨) (કર્મનો ત્યાગ નહીં, પણ) ફલાસક્તિનો ત્યાગ અને (૩) કર્મ કરીને ઈશ્વરને સમર્પિત કરવાં. – આવા દૃષ્ટિકોણથી કરેલાં કર્મો જ કર્મબંધન ઊભું કરતાં નથી. કર્મ કરવાં છતાંય કર્મબંધનનો અભાવ રાખનારા 'કર્મયોગ'ની આ ગુરુચાવી છે. શ્રીકૃષ્ણ 'કર્મયોગ' નામના ત્રીજા અધ્યાયમાં કહે છે કે તેમણે પ્રબોધેલા કર્મયોગથી કેવળ કર્મબંધનનો અભાવ જ રહે છે એમ નથી; આવા કર્મયોગ થકી તો પરમાત્માની પણ પ્રાપ્તિ થાય છે જ :–

तस्माद् असक्तः सततं, कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन् कर्म, **परम् आप्नोति** पूरुषः ॥ ३–१९

"(હે અર્જુન !) માટે તું સતત અનાસક્ત થઈને **કરવાં જેવાં** કર્મો સારી રીતે કર્યાં કર. અનાસક્તપણે કર્મ આચરતો/કરતો રહેતો પુરુષ **પરમ તત્ત્વ**ને (પરમાત્મતત્ત્વને) પામે છે."

* * * * *

મહાભારતકારના સમયની પૂર્વેના ગાળામાં વૈદિક ક્રિયાકાણ્ડ ફૂલ્યો ફાલ્યો હતો એમ જણાય છે, અને તે કર્મો દ્વારા ઇહલોક અને પરલોકના સુખની આકાંક્ષાઓ રાખવામાં આવતી હતી. આ વેદોક્ત **કામ્ય** કર્મોનો ત્યાગ કરી દઈને કોઈ જ્ઞાની સંન્યાસ લઈ લે–નિવૃત્તિ માર્ગે આગળ વધે–તો તેને મોક્ષ મળે છે એવી માન્યતા પ્રવર્તતી હતી. વેદવિહિત કર્મો ત્યજી દઈને સંન્યાસી બનેલ વ્યક્તિને "નૈષ્કર્મ્ય"ની પ્રાપ્તિ થાય છે અને તેવા નૈષ્કર્મ્ય થકી મોક્ષ મળે છે – એવી પ્રચલિત માન્યતાની સામે શ્રીકૃષ્ણે જાણે બળવો કર્યો હોય તેમ કહે છે કે –

न कर्मणाम् अनारम्भात् 'नैष्कर्म्यं' पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ३–४

"કર્મોનો આરંભ નહીં કરવાથી (અર્થાત્ સઘળાં કર્મોનો ત્યાગ કરી દેવાથી) કોઈ વ્યક્તિને 'નૈષ્કર્મ્ય'ની સ્થિતિ પ્રાપ્ત થતી નથી અને સંન્યાસ લેવા માત્રથી જ કાંઈ સિદ્ધિ મળી જતી નથી." આપણે શ્રીકૃષ્ણને પૂછીશું કે – તમારા મતે નૈષ્કર્મ્યની સ્થિતિ કઈ છે ? તો ઉપર વર્ણવેલા 'કર્મયોગ'ના સ્વરૂપને જોતાં આ પ્રશ્નનો જવાબ કાંઈક આવો હોઈ શકે :– અહંકાર ત્યજીને, ફલાસક્તિ રાખ્યા વિના અને ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરેલાં સ્વધર્મ પ્રાપ્ત કર્મોથી જ "નૈષ્કર્મ્ય"ની પ્રાપ્તિ થાય છે. જેમાં કર્મ કર્યા હોવા છતાંય, કર્મબંધનના અભાવને હાંસલ કરેલી સ્થિતિ જોવા મળે છે. આને સાચું 'નૈષ્કર્મ્ય' પ્રાપ્ત કર્યું એમ કહેવાય !

## (ग)

કર્મયોગના (પ્રવૃત્તિ)માર્ગે આગળ વધવાથી પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ પણ થાય છે એમ કહેતાં પૂર્વોક્ત શ્લોક (૩–૧૯)માં कार्यं कर्म समाचर । "(અનાસક્ત થઈને) **કરવાં જેવાં** કર્મ સારી રીતે કર્યા કર" એમ કહ્યું છે. આથી પ્રશ્ન થાય છે કે ગીતાકારના મનમાં कार्यं कर्म (કરવાં જેવાં કર્મો) કયાં છે ? ૩જા અધ્યાયમાં આ પ્રશ્નનો સ્પષ્ટ શબ્દોમાં જવાબ આપતાં કહ્યું છે કે – માણસે ત્રણ બાબતો માટે કર્મો કરવાનાં છે : (૧) **શરીરયાત્રા** (જીવનનિર્વાહ) ચલાવવા માટેનાં કર્મો, (૨) **યજ્ઞ–અર્થે** કરવાનાં થતાં કર્મો અને (૩) 'લોકસંગ્રહ'

કરવા માટેનાં કર્મો. આ ત્રણેય પ્રકારનાં કર્મોને ક્રમશ: સમજીશું :

**(૧) શરીરયાત્રા ચલાવવા માટેનાં કર્મો :**

દરેક માણસે કર્મો તો કરવાનાં જ છે; બલ્કે કર્મ કરવાં અનિવાર્ય જ છે. કેમ કે કર્મત્યાગ કરીને કોઈ વ્યક્તિ બેસી જાય તો તો તેની શરીરયાત્રા જ અટકી પડે.

नियतं कुरु कर्म त्वं, कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येद् अकर्मणः ॥ ३–८

''હે અર્જુન ! તું કર્મો તો ચોક્કસ કર જ; કેમ કે કર્મ નહીં કરવા કરતાં તો કર્મ કરવાં જ સારાં છે. વળી અકર્મી બની જવાથી (= કર્મનો સમૂળગો) ત્યાગ કરી દેવાથી તો (કોઈપણ જીવની) શરીરયાત્રા જ અટકી પડશે.'' માની લો કે અર્જુને રણભૂમિ છોડી દીધી હોત અને તે એક ગુફામાં જઈને બેસી ગયો હોત, તો શું તેને માટે આત્યંતિક અર્થમાં કર્મત્યાગ કરી દેવો શક્ય હતો ? તો ગીતાકારનો જવાબ 'ના' છે. કેમ કે રણભૂમિ છોડવાથી તેણે યુદ્ધકર્મનો ત્યાગ કર્યો એમ કહેવાત; પણ બેચાર કલાકે તેને ભૂખ–તરસ તો લાગવાની જ હતી; અને તે વખતે શરીરની એ જરૂરિયાત પૂરી કરવાય તેણે પાણી અને ખોરાકની શોધમાં ગુફાની બહાર તો નીકળવું જ પડત ! આમ કર્મનો આત્યંતિક અર્થમાં કદાપિ ત્યાગ કરવો શક્ય જ નથી; કર્મ અનિવાર્ય છે. છેવટે શરીરયાત્રા (= આયુષ્યકાળ પૂરો કરવા) માટેય માણસે કર્મો તો કરતાં રહેવું જ પડે છે.

વળી, શરીરયાત્રા માટેનાં કર્મો ક્યારે કર્મબંધન ઊભું કરતાં નથી, એની છણાવટ કરતાં ૪થા અધ્યાયમાં કહ્યું છે કે, જે જ્ઞાની વ્યક્તિનું કેવળ પરમાત્મા અને પોતાના આત્મતત્ત્વ તરફ જ ધ્યાન હોય છે; સૃષ્ટિનાં સઘળાં કર્મો તો પ્રકૃતિના ગુણો થકી જ થયાં કરે છે; અર્થાત્ "હું કોઈ કર્મ કરતો નથી" – એવો અહંકારનો (કર્તાપણાનો) અભાવ હોય છે; અને તે કર્મફળોને વિશે કશી સ્પૃહા હોતી નથી ત્યારે (જ) તે જીવાત્માને શરીરયાત્રા માટેનાં કર્મોનું બંધન લાગતું નથી :–

न मां कर्माणि लिम्पन्ति, न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति, कर्मभिर्न स बध्यते ॥ ४–१४
एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ ४–१५

આ જ સન્દર્ભમાં બીજો એક શ્લોક પણ જોવા જેવો છે :–

यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥ ४–१९
त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किञ्चित् करोति सः ॥ ४–२०

જેણે પ્રકૃતિ અને પુરુષનો વિવેક કરી લીધો છે તથા જેનું પુરુષોત્તમ પરમાત્મા તરફ જ ધ્યાન કેન્દ્રિત થયેલું છે તેવા જ્ઞાનીનાં સઘળાં કર્મો બળી ગયાં હોય છે. આવી વ્યક્તિની (શરીરયાત્રાદિ વિષયક) બધી જ પ્રવૃત્તિઓ કામનાઓ અને ('અમુક કાર્ય મારે કરવું છે' – એવા) સંકલ્પોથી વર્જિત

હોય છે. વળી, તેણે કર્મફળની આસક્તિ છોડી દીધી હોવાથી, તે હંમેશા બધી વાતે તૃપ્ત જ હોય છે. તેને કોઈની પણ ઉપર આધાર રાખવો પડતો નથી. આથી તે કર્મોમાં અભિપ્રવૃત્ત થયો/થતો હોય તો પણ તે જાણે કશું જ કર્મ કરતો નથી; એટલે કે તે કર્મબંધનના અભાવવાળો જ રહે છે.

**(૨) યજ્ઞ–અર્થે, અર્થાત્ સૃષ્ટિચક્રપ્રવર્તન માટે કરવાનાં થતાં કર્મો :**

શ્રીકૃષ્ણે ‘યજ્ઞ’ સિવાયનાં જે કર્મો હોય તેમને બંધન જન્માવનારાં કર્મો કહ્યાં છે. અર્થાત્ યજ્ઞાર્થે થતાં કર્મો, શ્રીકૃષ્ણના મતે, કર્મબંધન જન્માવતાં નથી :

यज्ञार्थात् कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचरः ॥ ३–९

શ્રીકૃષ્ણ અહીં વેદકાળમાં પ્રચલિત એવી યજ્ઞભાવનાનું સ્મરણ કરાવતાં કહે છે કે –

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्ट कामधुक् ॥ ३–१०
देवान् भावयतानेन ते देवा भावयन्तु वः ।
परस्परं भावयन्तः श्रेयः परम् अवाप्स्यथ ॥ ३–११

અર્થાત્ – પુરાતનકાળમાં પ્રજાપતિએ પ્રજાનું સર્જન કરવાની સાથે યજ્ઞોનું પણ સર્જન કર્યું; અને કહ્યું હતું કે આ યજ્ઞક્રિયાથી તમે સમૃદ્ધ થાવ. આ યજ્ઞ તમારે માટે કામધેનુ સમાન બની રહેશે. તમે (મનુષ્યો) આ યજ્ઞથી દેવોને ખુશ

કરો અને (યજ્ઞથી ખુશ થયેલા) તે દેવો તમને મનુષ્યોને ખૂશ કરશે. આમ પરસ્પરને રાજી કરતાં, તમે પરમ કલ્યાણને પાંમશો.'' અહીં વેદકાળમાં પ્રચલિત થયેલા યજ્ઞોની પાછળ જે ભાવના હતી તે કાંઈક આવી હોય એમ જણાય છે :– આપણને રોજ સવારે ઊઠીએ ત્યારે સૂર્ય દેવતા પ્રકાશ આપે છે, અનાજ ઉગાડે છે; વાયુદેવતા શ્વાસોચ્છ્વાસ માટે હવા આપે છે, ઈન્દ્રદેવતા પીવા માટે જળ વરસાવે છે વગેરે. આમ વિવિધ દેવોની કૃપાથી જ જીવન પ્રવર્તી રહ્યું છે. તેથી માણસોએ એ દેવોના ઉપકારનો બદલો વાળવા પ્રત્યુપકારની ભાવનાથી પ્રેરાઈને, તે તે દેવોને ઉદ્દેશીને યજ્ઞો કરવા જોઈએ. આમ વેદકાળના યજ્ઞોમાં 'એક હાથે લઉં છું, માટે બીજા હાથે મારે આપવું જોઈએ' તેવી આદાન–પ્રદાનની ભાવના હતી. અથવા કહો કે કૃતજ્ઞતા–બુદ્ધિથી પ્રેરાયેલા તે યજ્ઞો હતા. (આજની સમાજવ્યવસ્થામાં પણ આવું જ જોવા મળે છે. સમાજના અનેક ઉપકારો લઈને હું બેઠો થયો છું, જીવી રહ્યો છું. માટે મારે પણ એ સમાજની વ્યવસ્થા ટકી રહે એવાં કર્મો કરવાં જોઈએ.) એક સાદો દાખલો લઈએ કે થાળીમાં પીરસાયેલી ભાખરી કે રોટલી કેટકેટલાના પરિશ્રમ પછી આપણા સુધી પહોંચી હોય છે. આ ઘઉં પકવનાર જમીન, પાણી અને સૂર્યપ્રકાશ આપનારા દેવ અને ખેડૂત, મજૂર સુધીનો વિચાર કરો, અને ઘરમાં ઘઉં આવ્યા પછી તમારા માતા અને પત્ની વગેરેએ લીધેલો પરિશ્રમ ધ્યાનમાં લો, તો તે આખા સમાજને ઊભો રાખવા માટે તમારે પણ તમારી આવડત અને શક્તિ મુજબ સમાજને પાછું આપવું

જોઈએ કે જેથી ખેડૂત વગેરે પણ પોતાનું જીવન ચલાવી શકે. અહીં કૃતજ્ઞતાબુદ્ધિથી સમાજચક્ર પ્રવર્તનની કાળજી રાખી જે જે કર્મ કરવાં પડે – તે યજ્ઞાર્થ કર્મ થયાં. આવા પ્રત્યુપકારની ભાવનાથી, અથવા તો કૃતજ્ઞતાબુદ્ધિથી કરવામાં આવતાં યજ્ઞાર્થ–કર્મો પણ કર્મબંધન ઊભું કરતાં નથી.

આની આગળના શ્લોકોમાં ગીતાએ કહ્યું છે કે યજ્ઞક્રિયાથી દેવોને પાછું આપ્યા વગર, દેવો પાસેથી મળેલા ભોગો ભોગવવા જે માણસો બેસી જાય છે, તે લોકો તો ચોર છે; પણ યજ્ઞમાં આહુતિ આપ્યા પછી, બાકી રહેલું જે લોકો ભોગવે છે, તેઓ બધાં પાપો (કર્મબંધનો)માંથી મુક્ત થઈ જાય છે. માટે વેદકાળમાંય દેવો પ્રત્યેની પ્રત્યુપકારની કે કૃતજ્ઞતાની ભાવનાથી પ્રેરાઈને જે યજ્ઞકર્મ કરવામાં આવે તે કર્મો કર્મબંધન જન્માવતાં નથી એવો કૃષ્ણનો મત છે. પરંતુ વેદકાળમાં આવી પ્રત્યુપકારની ભાવનાથી નહીં, પણ જો કોઈક કામનાને ઉદ્દેશીને યજ્ઞ કરવામાં આવે તો, તેવાં યજ્ઞોના ક્રિયાકર્મો નિશ્ચિત બંધન પેદા કરે છે. વેદોનાં આવાં સકામ કર્મોની તો શ્રીકૃષ્ણે નિંદા જ કરી છે.[૨૩] (૯–૨૧)

* * * * *

૨૩. સકામ વેદોક્ત કર્મો નિંદનીય છે એ વિચાર ગીતાએ મુંડકોપનિષદ્‌માંથી લીધો જણાય છે :

प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तम् अवरं येषु कर्म।
एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्युं ते पुनरेवापि यन्ति॥
मुं. उ. (३–१–२–७)

યજ્ઞાર્થક કર્મો બંધન રૂપ બનતાં નથી—એવું કહેતી વખતે ગીતાએ એક 'યજ્ઞચક્ર'ની વાત કરી છે :

अन्नाद् भवन्ति भूतानि, पर्जन्याद् अन्नसम्भवः ।
यज्ञाद् भवति पर्जन्यो, यज्ञः कर्मसमुद्भवः ॥ ३–१४
कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात् सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ ३–१५

અન્નમાંથી જીવો ઉત્પન્ન થાય છે, પર્જન્ય (વરસાદ)માંથી અન્ન પેદા થાય છે અને યજ્ઞમાંથી પર્જન્ય ઉદ્ભવે છે; પણ તે યજ્ઞ કર્મમાંથી નિર્માય છે. વળી, આ કર્મો બ્રહ્મ (અર્થાત્ વેદ)માંથી ઉત્પન્ન થાય છે અને બ્રહ્મ (=વેદ) 'અક્ષર' (પૂર્ણ પુરુષોત્તમ પરમાત્મા)માંથી ઉદ્ભવે છે. માટે સર્વત્ર વ્યાપેલું બ્રહ્મ અંતે તો યજ્ઞમાં જ પ્રતિષ્ઠિત રહેલું છે." – હવે જો યજ્ઞ કર્મમાંથી ઉદ્ભવેલ હોય તો કર્મત્યાગ તો કરી શકાય જ નહીં. કર્મ કરો તો યજ્ઞ થાય, તે યજ્ઞમાંથી પર્જન્ય આવે, પર્જન્યનું આગમન થાય તો અનાજ પેદા થાય અને અનાજ ઉત્પન્ન થાય તો જીવસૃષ્ટિનું નિર્માણ થાય; અને આમ જીવનચક્ર ચાલ્યા કરે. આથી ગીતાકાર કહે છે કે નિષ્કામભાવે કેવળ ઈશ્વરપ્રીત્યર્થે પ્રત્યુપકારની ભાવનાથી, અથવા કહો કે કૃતજ્ઞતાબુદ્ધિથી કરવામાં આવતાં યજ્ઞોનાં કર્મો એ "કરવાં જેવાં કર્મો" છે. માટે યજ્ઞને માટે કરવામાં આવતાં કર્મો કર્મબંધન પેદા કરતાં નથી. ઉપર નિર્દેશ કર્યો છે તેમ યજ્ઞચક્ર ઉપર સૃષ્ટિ નભતી

હોઈને કોઈએ પણ, નિષ્કામ યજ્ઞકર્મનો ત્યાગ ન કરવો જોઈએ. ગીતા કહે છે કે આવા યજ્ઞચક્રને નહીં ચલાવતો વ્યક્તિ વ્યર્થ જ (પાપી)જીવન જીવે છે. (૩–૧૬)

* * * * *

પૂર્વમીમાંસા દર્શને "યજ્ઞ"નો અર્થ देवतोद्देशेन द्रव्यत्यागः। અર્થાત્ "કોઈ દેવતાને ઉદ્દેશીને અગ્નિમાં આહુતિ દ્રવ્યનો **ત્યાગ કરવો"** એવો કર્યો છે. ભગવદ્ગીતાકારે 'યજ્ઞ' શબ્દનો આ રૂઢ અર્થ છોડી દીધો છે. પણ તેમાં જે ત્યાગભાવના છે, સમર્પણની ભાવના છે તેને પકડી રાખીને અનેક પ્રકારના યજ્ઞોની કલ્પના વિકસાવી છે. એ જ પ્રમાણે, પરંપરાગત યજ્ઞક્રિયાઓમાં આ પ્રકારે વાક્યો બોલાય છે : अग्नये स्वाहा। इदम् अग्नये । न मम ॥ "અગ્નિને માટે આ સમર્પિત છે. હવે આ (હોમેલું દ્રવ્ય) અગ્નિનું છે. તે (હોમાઈ ગયેલું દ્રવ્ય હવે) **મારું નથી."** – આમાંથી "મમત્વના ત્યાગ"ની ભાવના ઊંચકીને, ગીતાકારે જ્યાં જ્યાં મમત્વના ત્યાગપૂર્વક, (સમષ્ટિને માટે) સમર્પણની ભાવનાથી કર્મો થતાં હોય તેને પણ 'યજ્ઞાર્થકર્મ' કહ્યાં છે અને યજ્ઞાર્થે થતાં આવાં કર્મો કરવા છતાંય, તેમાં કર્મબંધનનો અભાવ રહે છે. માટે તેવાં કર્મો તો અવશ્ય કરવાં જ એવો મત ગીતાએ ઉચ્ચાર્યો છે.

આ વિચારના દૃઢીકરણ માટે ગીતાના વિવિધ યજ્ઞોને, થોડીક આધુનિક દૃષ્ટિએ પણ સમજવાની જરૂર છે : ભગવદ્ગીતાએ વિવિધ પ્રકારના યજ્ઞોનું નિરૂપણ કર્યું છે.

જેમ કે, દ્રવ્યયજ્ઞ, તપોયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ, જ્ઞાનયજ્ઞ, યોગયજ્ઞ, જપયજ્ઞ વગેરે. ઉદાહરણ રૂપે આને સમજીએ તો – આપણી વસ્તુ ઉપરનું મમત્વ ત્યજીને બીજાને જરૂર પડે ત્યારે વાપરવા આપીએ તો તે 'દ્રવ્યયજ્ઞ' કર્યો કહેવાય. આ જ વાત, ઈશાવાસ્ય ઉપનિષદ્‌માં तेन त्यक्तेन भुञ्जीथाः । "ત્યાગીને ભોગવી જાણો" શબ્દોથી વ્યક્ત થઈ છે. એક માતા પૂરી નિષ્ઠાથી પોતાના બાળકને ભણાવવાની બધી કાળજી લે, સાથે સાથે તે ખોટા માર્ગે વળી ના જાય એનું સતત ધ્યાન રાખે, એનામાં નિયમિતતા, સ્વચ્છતા વગેરેના સદ્‌ગુણો પણ રેડતી જાય અને એ રીતે પોતાનાં અંગત સુખોપભોગને વિસારે પાડી દઈને, પોતાના જીવનનાં વર્ષો હોમી દે, તો એક 'તપોયજ્ઞ' કર્યા બરોબર જ છે. આપણા માતપિતાએ જે કાળજીથી આપણને ઉછેર્યાં, ભણાવ્યા અને સદ્‌ગુણો આપી તૈયાર કર્યા, તે માબાપને વાર્ધક્યમાં સાચવવા તે થઈ "કૃતજ્ઞતાબુદ્ધિ"; અને સાથે સાથે આપણાં નવી પેઢીનાં બાળકોને પણ એ જ નિષ્ઠાથી ઉછેરવાં અને તેને માટે અંગત સુખોપભોગને ત્યજી દેવાં તે થઈ "સમર્પણબુદ્ધિ". – આમ 'યજ્ઞ' રૂપ જીવન જીવો તો સમાજ–જીવન ટકી રહે. સૃષ્ટિચક્રપ્રવર્તન સ્વસ્થ રીતે ચાલુ રહે તેમાં જ વ્યષ્ટિનું અને સમષ્ટિનું હિત સમાયેલું છે – એ વાત ગીતાએ બહુ માર્મિક રીતે 'યજ્ઞચક્રપ્રવર્તન'ના શબ્દોથી કહી છે.

## (૩) લોકસંગ્રહ–અર્થે કરવાનાં કર્મો :

કર્મ કરવા છતાંય, કર્મબંધનનો અભાવ રહે તેવાં કર્મોનું નિરૂપણ કરતી વખતે ભગવદ્‌ગીતાએ 'શરીરયાત્રા' અને

'યજ્ઞાર્થે' કરવામાં આવતાં કર્મોનું વર્ણન કર્યા પછી, જે એક ત્રીજા પ્રકારના કર્મનું નિરૂપણ કર્યું છે તે છે ''લોકસંગ્રહ''નું કર્મ. લોકો જેનાથી પકડાઈ રહે, યોગ્ય કર્મમાં જોડાયેલાં રહે તેવાં કર્મોને 'લોકસંગ્રહ'નાં કર્મો કહે છે. એટલે કે સમાજના શ્રેષ્ઠ અને શક્તિશાળી માણસોએ આદર્શ બની શકે તેવાં સમાજસેવાના અને સમાજસંરક્ષણનાં જે કર્મો કરવાનાં હોય છે તેને 'લોકસંગ્રહ'નાં કર્મો કહે છે. આવાં કર્મો કદાપિ કર્મબંધન ઊભું કરતાં નથી. ભગવદ્ગીતામાં આ 'લોકસંગ્રહ'નું નિરૂપણ કરતાં શ્લોક ૩–૨૦થી ૨૬માં જોવા મળે છે. ત્યાં શ્રીકૃષ્ણે પોતાનું જ ઉદાહરણ આપતાં કહ્યું છે કે –

સમાજના શ્રેષ્ઠ માણસો જે જે કર્મોનું આચરણ કરે છે, તેને બીજા (પામર મનુષ્યો) અનુસરે છે. શ્રેષ્ઠ માણસો જે કામને ઉત્કૃષ્ટ ગણતાં હોય છે, તેને બીજા લોકો પ્રમાણ ગણીને, તેનું અનુસરણ કરતાં હોય છે. આથી, હે અર્જુન ! મારે (શ્રીકૃષ્ણે) આ ત્રણે લોકમાં કશું કર્મ કરવાપણું નથી. કેમ કે નહીં મળેલું કશુંય મારે મેળવવાપણું નથી. અર્થાત્ મને તો બધું મળેલું જ છે. તથાપિ હું સતત કોઈને કોઈ કર્મમાં જોડાયેલો જ રહું છું. (દા.ત. આ કૌરવો–પાંડવોના યુદ્ધમાં જેની પણ હાર કે જિત થાય, પણ તેનાથી મને (શ્રીકૃષ્ણને) કશો લાભ કે અલાભ નથી. પણ જો હું દ્રૌપદીનાં વસ્ત્રો ખેંચનાર આ સમાજવિરોધી તત્ત્વોનો વિનાશ કરવામાં નિમિત્ત બનનારા પાંડવોને મદદ કરવા આવીને, ઊભો ના રહું તો આ નિર્દોષ પ્રજાજનોમાં બીજી

સ્ત્રીઓ પણ અસલામત બની જાય. આથી કૌરવોને બહેકી જવા ના દેવાય. તેમને નિયંત્રિત કરવા માટે અને એ રીતે 'લોકસંગ્રહ' – લોકસંરક્ષણ કરવા માટે મારે ક્રિયાશીલ બનવું પડે.) વળી, શ્રીકૃષ્ણ ઉમેરે છે કે જેવી રીતે કોઈ અજ્ઞાની ફલાશાને વિશે આસક્ત થઈને કર્મ કરવામાં દત્તચિત્ત રહે છે, તેવી જ રીતે લોકસંગ્રહ કરવા ઇચ્છતા જ્ઞાની વ્યક્તિએ ફલાસક્તિ છોડીને લોકસંગ્રહના કર્મોમાં લાગી જવું જોઈએ. આવા લોકસંગ્રહના આશયથી પ્રેરાઈને કરેલાં કર્મો પણ કર્મબંધનને જન્માવતાં નથી. ભગવદ્ગીતાના પૂર્ણ 'કર્મયોગ'નું ચિત્ર અહીં પૂરું થાય છે.

* * * * *

સમાજમાં ઘણા દાની વ્યક્તિઓ હોસ્પિટલો અને ધર્મશાળા બંધાવવા કે શાળા–મહાવિદ્યાલયો બંધાવવા માટે મોટાં દાનો આપે છે. આવાં કામોથી પણ લોકસમુદાયનું ભલું થતું હોય છે. પરંતુ આવાં કામો કરીને દાતાઓ જો પોતાનાં સ્વજનોની યાદમાં નામોની તખતી કે તૈલચિત્રો મૂકાવે, તો પછી તે કર્મો 'લોકસંગ્રહ'નાં કર્મ કહી શકાય નહીં. આવાં કર્મોમાં તો ફળની આશા રાખવામાં આવી હોય છે. પોતાના દાનનો યશ ફેલાય એવી અપેક્ષાથી નામની તકતી કે તૈલચિત્ર મૂકવાની તેમની પૂર્વશરત હોય છે. આથી આવાં કર્મોને સત્કૃત્ય (પુણ્યજનક કર્મ) ચોક્કસ કહી શકાય છે; (જે બંધન ઊભું કરનાર હોય છે). પણ તેને 'લોકસંગ્રહ'નું કાર્ય કહી ના શકાય. ગીતાના અનાસક્ત કર્મયોગમાં તો કહ્યું છે કે –

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ॥ २–५०

"જે ખરો કર્મયોગ કરવાની બુદ્ધિવાળો હોય છે તે વ્યક્તિ તો આ લોકમાં જ (આયુષ્યકાળ દરમ્યાન જ) સુકૃત (પુણ્ય) અને દુષ્કૃત (પાપ) બન્નેને અહીં જ ત્યજી દે છે." કેમ કે જેમ પાપ બંધનકર્તા છે, તેમ પુણ્ય પણ બંધનકર્તા છે જ. દાન આપીને કે બીજું કોઈ પણ સત્કૃત્ય કરીને માણસ પોતાની જાતને હંમેશા પડદા પાછળ જ રાખે અને મનથી માને કે મારી પાસે ભગવાને આ કામ કરાવ્યું છે; ભગવાને આ કાર્ય કરવાની મને શક્તિ આપી, તક આપી તેનો જ મને સંતોષ છે – તો તે કામ સુકૃત મટીને, લોકસંગ્રહનું કામ બની જાય છે; અને તેવું કર્મ બંધનનો અભાવ જન્માવે છે. (આને જ જીવન જીવવાની કળા કહે છે !)

વિશ્વરૂપદર્શન પ્રસંગે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું હતું કે હું આ સમગ્ર લોકનો સંહાર કરનાર **'કાળ'** છું; આ સામે ઊભેલા યોદ્ધાઓને મેં અગાઉથી મારી નાખેલા જ છે તેમ તું જાણ. તારે તો માત્ર મારા નિમિત્ત બનવાનું છે – પ્રતિનિધિ બનવાનું છે. આથી અર્જુને દુઃશાસન વગેરે જેવા આતતાયીઓને હણતી વખતે અને તે દુષ્ટોને મૂક સંમતિ આપનારા ભીષ્મ, દ્રોણાદિને પણ હણી નાખતી વખતે, "હું મારું છું" એવું તો વિચારવાનું જ નથી. "કાળપુરુષના–ઈશ્વરના–પ્રતિનિધિ બનીને મારે હણવાના છે; પરમાત્મા મારી પાસે આમને (કૌરવોને) હણાવવા માંગે છે." એમ વિચારીને કૌરવોનો વધ કરવાનો છે. વળી,

આવું આતતાયીઓને હણવા રૂપ કર્મ દેખીતી રીતે (ઉપલક દૃષ્ટિએ) હિંસાકર્મ હોવા છતાંય, તેમાં સમાજની અનેક નિર્દોષ દ્રૌપદીઓને સલામત કરવાનો ઉમદા હેતુ રહેલો છે; તેથી તે 'લોકસંગ્રહ'નું કર્મ ગણાશે. અર્જુનના હાથે થયેલું લોકસંગ્રહનું આ કર્મ કર્મબંધનને ઊભું કરનારું બનશે નહીં.

* * * * *

વિશ્વરૂપદર્શન પ્રસંગે શ્રીકૃષ્ણે અર્જુનને એક બીજી વાત પણ કરી હતી કે ऋतेऽपि त्वां न भविष्यन्ति एते । (૧૧–૩૨) ''જો તું નહીં લઢું અને રણભૂમિ છોડીને જતો રહીશ, તો પણ આ સામે ઊભેલા આતતાયી કૌરવો જીવતા છૂટી શકવાના નથી.'' તું નહીં મારે તો છેવટે મારે તેમને હણવા પડશે. કેમ કે મેં વિષ્ણુએ પણ, જે આ 'કૃષ્ણ' રૂપે અવતાર લીધો છે, તેનો આશય પણ 'લોકસંગ્રહ' જ છે ! ''સજ્જનોનું પરિત્રાણ કરવા અને દુષ્ટોનો વિનાશ કરવા માટે જ હું યુગે યુગે જન્મ લઉં છું'' (૪–૮) તે વાક્યનો સંબંધ અહીં (૧૧–૩૨) જોડે છે.

મહર્ષિ વ્યાસે સમગ્ર મહાભારતમાં ત્રણેક જગ્યાએ – (૧) ઔર્વ ભાર્ગવ (આદિપર્વ ૧૬૯ થી ૧૭૧), (૨) જરાસન્ધ વધપર્વ (સભાપર્વ ૨–૨૦–૯ થી ૨૩) અને (૩) ભીષ્મવધપર્વ (૫૬–૩૩ થી ૧૦૪)માં આ 'લોકસંગ્રહ'નો વિચાર પ્રસાર્યો છે. જેમ કે, ''કાર્તવીર્ય ક્ષત્રિયોએ, પિતા કૃતવીર્યના મૃત્યુ બાદ ધનની જરૂર પડતાં, પિતાએ જેમને ખૂબ ધનધાન્ય

ઇત્યાદિની દક્ષિણાઓ આપી હતી તે પુરોહિત ભાર્ગવોને રંજાડવા માંડ્યા અને છેવટે તેમનો વધ કરવા માંડ્યો.[૨૪] એ વખતે પૃથ્વી ઉપર શક્તિશાળી પુરુષો અને રાજાઓ હતા, પણ દરેકે પોતાનું જીવતર વહાલું ગણ્યું અને અન્યાયથી થતા વધનો સામનો ન કર્યો. એમ ભાર્ગવો તો ડરથી સંતાતા ફરતા હતા; પણ કેટલાક વખતે ઔર્વભાર્ગવ ઋષિનો જન્મ થયો. તેમણે કાર્તવીર્યોને પરાજિત કર્યા; અને પછી પોતાના બાપદાદાઓનું ભયંકર આપત્તિમાંથી કોઈપણ ક્ષત્રિય રક્ષણ કરનાર ન નીકળ્યો – એ વિચારે કુપિત થઈ આખી દુનિયાના ક્ષત્રિયોનો વિનાશ કરવા તપ કરવા લાગ્યા. દિવંગત પિતૃઓએ તેમને ઉગ્ર તપ કરતાં રોક્યા ત્યારે તેમણે કહ્યું કે હું સમર્થ છું છતાંય જો આ અન્યાયની ઉપેક્ષા કરીશ તો ફરીથી અત્યાચાર થવાનો ભય ઊભો રહેશે. તેમણે એક શ્લોક ઉચ્ચાર્યો છે :–

जानन्नपि च यः पापं शक्तिमान् न नियच्छति ।
ईशः सन् सोऽपि तेनैव कर्मणा संप्रयुज्यते ॥

(महा. १–१७१–११)

અર્થાત્ – કોઈ વ્યક્તિ જાણતો હોય કે અમુક જગ્યાએ પાપાચાર થઈ રહ્યો છે; અને તે પોતે એને રોકવા શક્તિમાન હોય, છતાંય જો તે તેને અટકાવે નહીં તો એ શક્તિમાન

૨૪. આ કથા ભાર્ગવ પરશુરામે કાર્તવીર્ય સહસ્રાર્જુનને મારી નાંખ્યો તથા એકવીસ વખત પૃથિવી નિઃશસ્ત્રી કરી, તે કથાનકના પુર્વરૂપ જેવી છે.

વ્યક્તિ ભગવાન્ હોય તો પણ, તે જ (પાપાચારના) કર્મથી લેપાય છે."[૨૫]

આવી એક બીજી વાત જરાસંધવધપર્વમાંથી બતાવવામાં આવે છે :– જરાસંધે પુરુષ–મેઘ યજ્ઞ કરવા માટે ૮૬ રાજાઓને કેદ કર્યા હતા. બીજા ૧૪ રાજા મળે એટલે ૧૦૦ રાજાઓને યજ્ઞમાં હોમી ભગવાન શંકરનું આરાધન કરવાનો તેનો ઈરાદો હતો. આ રાક્ષસી ધર્મ અર્થાત્ અધર્મ આચરણ બંધ રખાવવા માટે લોકહિતની કામનાથી, શ્રીકૃષ્ણ વગેરેએ, યુધિષ્ઠિર પાસે રાજસૂય યજ્ઞ કરાવી તેમને 'સમ્રાટ્' બનાવવા ધાર્યું. રાજસૂય યજ્ઞ પરિપૂર્ણ થાય તે માટે શ્રીકૃષ્ણ ભીમ અને અર્જુનને લઈને જરાસંધના ગિરિવ્રજ નગરમાં ગયા અને ત્યાં નરમેધ બંધ રાખવા, અથવા ભીમ જોડે દ્વન્દ્વ યુદ્ધ કરવા જણાવતાં કહ્યું : "ધર્મનું રક્ષણ કરવાને શક્તિશાળી એવા અમે (ભીમ, અર્જુન અને શ્રીકૃષ્ણ) ધર્માચારીઓ હયાત છીએ. તેથી હે બાર્હદ્રથિ ! તારું કરેલું એ નરમેધ રૂપી પાપકૃત્ય અમનેય લાગે. મનુષ્યોનો યજ્ઞમાં સમાલંભ કદી (સજ્જનોમાં) જોયો જાણ્યો નથી. તો તું કેવી રીતે મનુષ્યમેધથી દેવ શંકરનું યજન કરવા ઇચ્છે છે ?"[૨૬]

---

૨૫. ભારત–રત્ન; લે. ઉપેન્દ્રરાય સાંડેસરા, ઓરિએન્ટલ ઇન્સ્ટી., મ. સ. યુનિ. વડોદરા, ૧૯૬૭ (દ્વિતીયાવૃત્તિ), પૃ. ૩૪૫ થી ૩૪૭.

૨૬. એજન, પૃ. ૩૪૭.

अस्मांस्तदेनो गच्छेत त्वया बार्हद्रथे कृतम् ।
वयं हि शक्ता धर्मस्य रक्षणे धर्मचारिणः ॥ ९

मनुष्याणां समालम्भो न च दृष्टः कदाचन ।
स कथं मानुषैर्देवं यष्टुमिच्छसि शंकरम् ॥ १०

ते त्वां ज्ञातिक्षयकरं वयमार्तानुसारिणः ।
ज्ञातिवृद्धिनिमित्तार्थं विनियन्तुम् इहागताः ॥ १२

(महा. २–२०–९ थी १२)

આમ કહીને શ્રીકૃષ્ણે જરાસંધ પાસે યુદ્ધ માંગીને, ભીમના હાથે તેનો વધ કરાવ્યો અને કેદી બનેલા ૮૬ રાજાઓને મૃત્યુના મુખમાંથી છોડાવ્યા હતા.[૨૭]

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ૩–૨૦, ૨૫; ૪–૭, ૮ અને ૧૧–૩૨માં જે ‘લોકસંગ્રહ’નો વિચાર સૈદ્ધાન્તિક રીતે ઉલ્લેખાયો છે, તે વાસ્તવજગત્‌માં, એટલે કે મહાભારતના ચાલુ યુદ્ધે શ્રીકૃષ્ણે આચરી પણ બતાવ્યો છે. ભીષ્મવધપર્વ (અધ્યાય ૫૬–૩૩ થી ૧૦૪ અને અધ્યાય ૧૦૬–૫૭ થી ૭૩)માં, એટલે કે મહાભારતનું યુદ્ધ જયાં વર્ણવાયું છે ત્યાં યુદ્ધના ત્રીજા દિવસે અને નવમા દિવસે શ્રીકૃષ્ણે જોયું કે ભીષ્મના બાણોએ કાળો કેર વર્તાવ્યો છે, પાંડવસૈન્ય વેરવિખેર થવા માંડ્યું છે અને બીજી તરફ અર્જુન (હજી કોઈક મોહવશાત્‌) ઢીલું પોચું લઢી રહ્યો છે.

૨૭. મહાકવિ ભાસે ‘પંચરાત્ર’ રૂપકમાં પણ આ જ ‘લોકસંગ્રહ’નો વિચાર લઈને, ગુરુ દ્રોણને અને ભીષ્મને સક્રિય કરીને મહાભારતના યુદ્ધને થતું અટકાવ્યું છે !

યુદ્ધમાં ભાગ નહીં લેવાની પ્રતિજ્ઞા તોડી જ કાઢી છે એમ કહેવાય. પોતે જે, ગીતાના ૪થા અધ્યાયમાં વચન આપ્યું છે કે परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । (૪–૮) મારો અવતાર થાય છે, તેને ચરિતાર્થ કરવા, સાકાર કરવા તેમણે જાતે આયુધ ઊઠાવ્યું છે એ સિદ્ધ હકીકત છે. આમ 'લોકસંગ્રહ'ના વિચારથી પ્રેરાઈને કરેલું હિંસાકર્મ પણ અર્જુનને કર્મબંધનમાં નાખવાનું નથી; બલ્કે જો તે આ ધર્મયુદ્ધ નહીં કરે તો તેને કર્મબંધન લાગશે એવો શ્રીકૃષ્ણનો નિશ્ચિત મત છે.

## ૧૦

### ઉપસંહાર :

(क) આમ 'કર્મયોગ'ના નિરૂપણમાં મુખ્ય બે મુદ્દાઓ ઉપસી આવે છે : (૧) કેવી રીતે, કયા અભિગમથી કર્મો કરવા છતાંય કર્મબંધન લાગે નહીં ? તો એનો જવાબ એ છે કે 'કર્મો હું કરું છું' એવો અહંકાર ત્યજીને, ફલાસક્તિ રાખ્યા વિના કર્મો કરવાં અને પછી તે કર્મો ઈશ્વરને સમર્પિત કરી દેવાથી, કર્મ કરવા છતાંય કર્મબંધન લાગતાં નથી.

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद् योगाय युज्यस्व, योगः कर्मसु कौशलम् ॥ ૨–૫૦

જે ખરો બુદ્ધિશાળી (= જ્ઞાની) વ્યક્તિ છે તે જીવન દરમ્યાન ઉપર્યુક્ત દૃષ્ટિકોણથી કર્મ કરતો રહે છે. પરિણામે 'સુકૃત' અને 'દુષ્કૃત' (પુણ્ય અને પાપ) બન્નેને આ લોકમાં જ ત્યજી દે છે. આથી આ અનાસક્તિપૂર્વકના 'કર્મયોગ'માં

અર્જુનને અને સૌ જીવાત્માઓને જોડાઈ જવાનું શ્રીકૃષ્ણ કહે છે. કર્મો કરતી વખતે એવી કુશળતા આચરવી કે જેથી કર્મબંધન લાગે જ નહીં ! કર્મો કરવાની આવી કુશળતાને જ યોગ કહે છે; કર્મયોગ કહે છે !

(૨) 'કર્મયોગ'માં જે બીજો મુદ્દો ઉપસી આવે છે તે આ પ્રમાણે છે : જીવનમાં એવાં કયાં કર્મો કરવાં કે જેથી કર્મબંધન લાગે નહીં ? તો – ૧. કામસંકલ્પવર્જિત શરીરયાત્રાનાં કર્મો, ૨. યજ્ઞાર્થક કર્મો અને ૩. લોકસંગ્રહનાં કર્મો કરવાથી કર્મબંધન લાગતાં નથી. આમ ભગવદ્‌ગીતામાં મુખ્યત્વે 'કર્મયોગ' દ્વારા કર્મબંધનના અભાવની યુક્તિનું નિરૂપણ છે. જેમાં પહેલો મુદ્દો ફલાશા કે ફલાસક્તિનો ત્યાગ કરવાના માનસિક અભિગમનો છે; અને બીજો મુદ્દો 'કયાં કર્મો કરવાં જેવાં છે ?' તેની ગણતરીનો છે.

(ख) આ કર્મયોગની પ્રશંસા કરતાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે—

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ २–४०

જીવનમાં આ 'કર્મયોગ'ના સિદ્ધાન્તથી જો જીવવાનું ચાલુ કરીએ તો એમાં જે શરૂઆત કરી હોય અને પછી તે માર્ગે ચાલવાનું છોડી દીધું હશે તો ય – (૧) અધુરું છોડ્યાનું પ્રાયશ્ચિત્ત લાગતું નથી; અને (૨) જેટલો પણ (થોડો ઘણો) કર્મયોગ આચર્યો હશે તેટલોય નષ્ટ નહીં થાય. આ કર્મયોગ આચરવા રૂપી ધર્મનું થોડુંકેય આચરણ કર્યું હશે, તો તે (કર્મબંધનના) મોટા ભયમાંથી બચાવી લેશે !!!

(ग) ભગવાન શ્રીકૃષ્ણે ૪થા અધ્યાયમાં કર્મયોગની પરમ્પરા વિશે વાત કરી છે. પરમાત્માએ આ કર્મયોગ સૌથી પહેલાં સૂર્યને કહ્યો હતો, તેણે મનુને કહ્યો, મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો; અને પછી આજે તે શ્રીકૃષ્ણ અર્જુનને કહી રહ્યા છે. અહીં કર્મયોગમાં સૌથી પહેલાં દીક્ષિત થયેલા વ્યક્તિ તરીકે સૂર્યદિવતાનું નામ વિચારણીય છે. સૂર્યનો ઉદય થવાથી જ સૃષ્ટિનો ઉદ્‌ભવ અને પ્રવર્તન થાય છે. વળી, તે પોતે પોતાને માટે તપતો જ નથી, તે લોકહિતાર્થે જ પ્રવર્તે છે. આથી આખા બ્રહ્માણ્ડને માટે કર્મયોગી તરીકે તે સૌથી મોટું અને સૌથી પહેલું નિત્ય ઝળહળતું ઉદાહરણ છે ! વેદસાહિત્યમાં આ સૂર્યદિવતાને માટે 'વિષ્ણુ' શબ્દ વપરાયો છે. 'વિષ્ણુ' શબ્દનો અર્થ 'વ્યાપનશીલ' છે. સૂર્ય ઉગતાંની સાથે જ ત્રણેય ભુવનમાં (પૃથિવી, અંતરિક્ષ અને દ્યુલોકમાં) વ્યાપી વળે છે. જેથી વેદમાં વિષ્ણુને 'ત્રિવિક્રમ' (ત્રણ ડગલાંવાળા) કહ્યા છે. એમના ઉદય થકી જ કમળ વગેરે પુષ્પો ખીલી ઊઠે છે અને સૃષ્ટિની શોભા-લક્ષ્મી વધે છે. વળી, આ સૂર્ય થકી જ દિવસ–રાત અને સંવત્સર થાય છે. આમ તે કાલચક્રનું સ્વરૂપ પણ ધારણ કરે છે. આ બધી વેદમંત્રોક્ત વાતો ધ્યાનમાં લઈને પુરાણકાળમાં ચતુર્ભુજ ભગવાન વિષ્ણુના હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ જેવા આયુધાદિનાં ચિહ્નો અંકિત કરવામાં આવ્યાં છે. વેદમાં 'વિષ્ણુ' એટલે સૂર્ય છે. તેથી વિષ્ણુના હાથમાં સુદર્શનચક્ર ગોઠવાયું છે અને પૃથિવી ઉપર ખીલતાં કમળનો સૂર્ય જોડેનો સંબંધ શાશ્વત છે. તેથી વિષ્ણુના હાથમાં રહેલું કમળ પણ,

આ 'વિષ્ણુ' મૂળમાં તો સૂર્યદેવતા જ છે એનું સૂચન કરી રહેલ છે ! (અને વિષ્ણુની જે પત્ની 'લક્ષ્મી' છે, તે કમળની જ શોભા છે.) પરંતુ મહાભારતના રચનાકાળ પછી, જે યદુશ્રેષ્ઠ વાસુદેવ શ્રીકૃષ્ણે જીવન જીવી બતાવ્યું અને અર્જુનને લોકસંગ્રહનો વિચાર આપ્યો તે જોઈને પુરાણકાળમાં વિષ્ણુના હાથમાં 'શંખ' અને 'ગદા'ને પણ ગોઠવવામાં આવ્યા છે. પુરુષોત્તમ પરમાત્મા परित्राणाय साधूनाम् અને विनाशाय च दुष्कृताम् । ના આશયથી ફરી ફરીને આવશે – તે વચન આપવા ગીતામાં અવતારવાદનો શંખ ફૂંકે છે. દુરાચારીઓના વિનાશ માટે તેમણે 'ગદા' ધારણ કરી છે—એ વાત ચતુર્ભુજ વિષ્ણુના દર્શન સમયે દરેક ભક્તના ચિત્તમાં સાક્ષાત્ થાય છે. આમ ભગવાન વિષ્ણુ વેદકાળના સૂર્યદેવતા પણ છે અને મહાભારતકાળના શ્રીકૃષ્ણ પણ છે ! કર્મયોગી સૂર્ય અને લોકસંગ્રહકારી શ્રીકૃષ્ણ—એ બન્નેનો સમન્વય જે ચતુર્ભુજ વિષ્ણુ ભગવાનના શ્રીવિગ્રહમાં પ્રકટ થયો છે– તે અચ્યુત વિષ્ણુને આપણાં અનન્ત વંદન હજો.

॥ इति श्रीकृष्णार्पणम् अस्तु ॥



# अच्युतो विष्णुः



ચતુર્ભુજ વિષ્ણુના ઉપરના હાથમાં રહેલું સુદર્શનચક્ર આ વિષ્ણુ વૈદિકકાળના સૂર્ય છે તેનું સ્મરણ કરાવે છે. તથા બીજા હાથમાં રહેલું કમળ પણ સૂર્ય સાથેનો તેમનો શાશ્વત સંબંધ વ્યક્ત કરે છે. જ્યારે નીચેના બે હાથ રહેલા શંખ અને ગદા મહાભારતકાલિક કૃષ્ણનો વિષ્ણુ સાથેનો અભેદ પ્રકટ કરે છે.

(सम्प्रेक्ष्य च महाबाहुः पार्थस्य मृदु युद्धताम् । ५९—६५) ત્યારે શ્રીકૃષ્ણે નક્કી કર્યું કે – (આતતાયીઓને હણવાનો) પાંડવોના માથે મૂકેલો ભાર હવે હું જ ઉપાડી લઉં. કેમ કે અર્જુન ભીષ્મ તરફના ગૌરવથી પોતાનું 'કર્તવ્ય' સમજતો નથી. સારથિ સ્થાને બેઠેલા શ્રીકૃષ્ણ અર્જુનના રથને ત્યજી દઈને, રણભૂમિમાં પડેલા એક રથચક્રને ઊંચકીને ભીષ્મને મારવા ધસી જાય છે (૫૯—૮૫). બાકી, ''મહાભારતના યુદ્ધમાં પોતે સક્રિય ભાગ નહીં લે'' એવી શ્રીકૃષ્ણે પ્રતિજ્ઞા લીધી હતી. છતાંય તેનો ભંગ કરીને, કેવળ 'લોકસંગ્રહ'ના ઉચ્ચતમ વિચારને ચરિતાર્થ કરવા માટે 'રથાંગપાણિ' બને છે !

મહાભારતના નવમા દિવસે પણ ભીષ્મનું પરાક્રમ વધી જાય છે અને અર્જુન, કે જેણે આખી ગીતા સાંભળી લીધી છે; અને પોતે કાલપુરુષનું નિમિત્ત બનીને લઢશે—એવું ૧૮મા અધ્યાયમાં વચન આપી ચૂક્યો છે, તે અર્જુન મોહવશાત્ મૃદુ યુદ્ધ કરી રહ્યો છે. તે જોઈને વાસુદેવ શ્રીકૃષ્ણ ફરીથી અર્જુનના રથમાંથી ઠેકડો મારીને ઉતરી પડે છે. તથા હાથમાં ઘોડાને મારવાની જે ચાબુક હતી, તેનાથી ભીષ્મને હણી કાઢવા દોટ મૂકે છે !

अभिदुद्राव भीष्मं स भुजप्रहरणो बली ।
प्रतोदपाणिस्तेजस्वी सिंहवद् विनदन् मुहुः ॥ (१०६—५७)

જો કે અર્જુન શ્રીકૃષ્ણને પાછા વાળી લાવે છે અને તેમની પ્રતિજ્ઞાને તોડવા દેતો નથી. પરંતુ શ્રીકૃષ્ણે વૈચારિક રીતે તો